# વાલ્મીકિનો જય

મૂળ બંગાળીના લેખક મહામહોપાધ્યાય

## હરપ્રસાદ શાસ્ત્રી

નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

છૂટક ૦–૭–૦
ગ્રાહકોને ૦–૩–૦

સંવત
૧૯૮૧

પૂજ્યશ્રી કાકાસાહેબ કાલેલકરને

એમની પ્રેરણાથી થએલો

આ અનુવાદ

ભક્તિપૂર્વક અર્પણ

# પ્રસ્તાવના

આ કથા મૂળ બંગાળીમાં લખાયાને લગભગ ૪૫ વર્ષ થવા આવ્યાં; ઇ. સ. ૧૯૧૦માં શ્રી. વાસુદેવ ગોવિંદ આપટેએ એનો મરાઠી અનુવાદ પ્રસિદ્ધ કર્યો હતો. ગુજરાતી ભાષામાં આનો અનુવાદ આવકારદાયક લાગશે એમાં શંકા નથી.

પૌરાણિક ભૂમિકા ઉપરથી મહામહોપાધ્યાયજીએ પોતાની કલ્પનાશક્તિથી એક બોધપ્રદ કથા ઉપજાવી છે. એ કથાનો બોધ સીધો અને સમજી શકાય એવો છે. શરીરબળ અને બુદ્ધિબળથી પોતાની શાંતિ કે જગતનું ઐક્ય થઇ શકે જ એમ ખાત્રી નથી. હૃદયની ભાવના એ જ પોતાને શાંતિ અને જગતને સુખ આપવાવાળાં છે, એ આ કથાનો બોધ છે. એ

બોધ બરાબર ઠસે એવા ઉદ્દેશથી કથા લખાઇ છે. આશા છે કે વાચક એ બોધ લેવા પૂરતું જ કથાનક સ્વીકારશે, અને શાસ્ત્રીજીની બાકીની કલ્પનાસૃષ્ટિને વિશ્વામિત્રની સૃષ્ટિ પ્રમાણે અનંતમાં ફેંકી દેશે.

વિદ્યાર્થીઓને કાઇક સુવાચન પૂરૂં પડે એ હેતુથી અનુવાદ કર્યો છે; અને એ ઉદ્દેશથી ક્વચિત ક્વચિત કેટલાક વાક્યો અને ઉપમાઓ છોડી દીધાં છે. તથાપિ શાસ્ત્રીજીની કેટલીક કલ્પનાઓ વિષે બે શબ્દ લખવા આવશ્યક છે.

ઉદાહરણાર્થે વિશ્વામિત્રની સૃષ્ટિની પૂર્ણતાની નિશાનીમાં શાસ્ત્રીજીને નીચેની સ્થિતિની જરૂર લાગીઃ

'ગીત, વાદન વગેરે લલિતકળામાં લોક નિપુણ હતા. કોઇ સ્થળે ગાયન, કોઇ સ્થળે વાદ્ય, કોઇ સ્થળે નાટક, કોઈ સ્થળે નાચ, એમ ઠેકઠેકાણે ચાલતું. રોજ નવા નવા ઉત્સવ થતા.' (ખંડ ૪-૫)

અને વાલ્મીકિના રામરાજ્યમાંયે — 'નૃત્ય, વાદન વગેરે ચોસઠ કળાઓના અભ્યાસથી લોકોનાં મન સંસ્કારી થવા લાગ્યાં. નાના પ્રકારે શિલ્પકળાની ઉન્નતિ થવા લાગી. જ્યાં જ્યાં નજર ફેંકીએ ત્યાં અભ્રભેદી સૌધશિખરો સૂર્યકિરણમાં ઝળહળતાં જણાતાં જ્યાં જઇએ ત્યાં કર્ણમધુર ગીતધ્વનિ અને વાદ્યધ્વનિ શ્રુતિગોચર થતા. યૂથિ, જાતિ.........વગેરે સુગંધી પુષ્પોના સુવાસથી ઘ્રાણેંદ્રિયને આલ્હાદ થતો.' (ખંડ ૮ – ૨)

પંચવિષયના ભોગોમાં નાજુકાઇ અને કૌશલ્ય વધે તે કાળ સંસ્કૃતિની નિશાની ગણાય એવો જ્યાં સુધી આપણા હૃદયમાં ઊંડે ઊંડે પણ ખ્યાલ રહ્યો છે, દેવલોકના જેવી

વિષયપ્રાપ્તિ મર્ત્યલોકમાં પ્રાપ્ત થાય એ જાહોજલાલીની ટોચ ગણાય, એવું જ્યાં સુધી આપણે માનીએ છીએ અને મનાવીએ છીએ ત્યાં સુધી વાલ્મીકિના 'મનનો સંદેહ' કે 'ખરો બંધુ પ્રેમ ઉત્પન્ન થયો કે નહિ' એ કાયમ રહે એમાં નવાઇ જેવું નથી.

આપણને એમ પ્રતીતિ થવી જોઇએ કે ઉદ્યોગ, પરિશ્રમ અને સુવ્યવસ્થાના ફળરૂપે આવેલી સમૃદ્ધિના પરિણામે ગાનવાદન, શિલ્પ, કળા, વાડી, બગીચા, નૃત્ય ઇત્યાદિ પ્રાપ્ત થાય છે; પણ જે ઘડીએ મનુષ્ય એ વિષયોની ખીલવણી પાછળ પડે છે તે જ ઘડીએ તે ઉદ્યોગ, પરિશ્રમ અને સુવ્યવસ્થા માટેની સાવધાનતામાં શિથિલ થઇ પોતાની અધોગતિની તૈયારી કરે છે. ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं, क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति, એનો અનુભવ કરવા દેહત્યાગની જરૂર નથી. ઉદ્યોગ અને સુવ્યવસ્થાના પુણ્યનો સંચય કરી મનુષ્ય વિષયોના સુખ મેળવવાની તક મેળવે છે; અને એ સુખનો કેટલોક કાળ ઉપભોગ કરી, ઉદ્યોગ અને સુવ્યવસ્થાને છોડી દેવાથી પાછો 'પડતી'ની દશામાં આવી પડે છે; એનો અનુભવ પ્રત્યેક જણ જીવનમાં અને ઇતિહાસમાં કરી શકે છે. ભારતવર્ષ કે કોઇ પણ દેશના ઇતિહાસના જે સમયને અત્યંત સુખ અને સમૃદ્ધિનો કાળ વર્ણવવામાં આવે છે, તેને મારૂં મન આદર્શ યુગ સ્વીકારવા ના પાડે છે. એ કાળ પડતીની શરૂઆતનો ગણવો જોઇએ; કારણ કે એ કાળમાં વિચાર કરી શકે એવા અનેક માણસો પોતાના જીવનના ધ્યેયને ભૂલી ગએલા હોવાનો જ સંભવ છે.

સતત ઉદ્યોગ અને સુવ્યવસ્થિત ટેવો તથા સમાજ રચના; પ્રાણીમાત્રમાં મિત્રભાવ, દયાભાવ અને દાનવૃત્તિ; ગરીબ, અજ્ઞાન, અપંગ, વૃદ્ધ અને રોગી એમની શુશ્રૂષા; ગુરુજનો પ્રત્યે ભક્તિ; સાદું અને પુષ્ટિકારક અન્ન, પાણી અને સ્વચ્છ હવા; સંયમી રહેણી; હેતભર્યો જ્ઞાનવર્ધક અને ઉપયોગી સંવાદ; ગુરુજનોનું કે દુઃખીનું મુદિતા કે અનુકંપાયુક્ત દર્શન અને સત્યની શોધ; એમાં સર્વ સંસ્કૃતિ — સર્વ જ્ઞાન, સર્વ કળા અને સર્વ સૌંદર્યની પરાકાષ્ઠા છે એમ જો આપણને ન સમજાય, અને એથી જેટલા સુખ કે શાંતિ ઉત્પન્ન થાય તેટલાથી જો આપણને સંતોષ ન રહે તો ખરી સંસ્કૃતિ પ્રાપ્ત કરવાની આશા રાખવી ફોકટ છે. આ સિવાયની સર્વ સંસ્કૃતિ આસુરી જ છે; પછી તેને પૌરસ્ત્ય કહો કે પાશ્ચાત્ય કહો.

આટલી ટીકાસહ આ અનુવાદ ગુર્જર પ્રજા આગળ રજુ કરૂં છું. આ પુસ્તકના ઘણાખરા ભાગનો અનુવાદ ચિ. નીલકંઠ ઇશ્વરદાસ મશરૂવાળાને હાથે થયો છે; પણ એમાં જે કોઇ દોષો રહી ગયા હોય તેની જવાબદારી મારી જ છે. અનુવાદ મરાઠી ઉપરથી કરવા માંડ્યો હતો; તેને મૂળ બંગાળી સાથે સરખાવી જોવા ઉમેદ હતી; પરંતુ સરદહુ પુસ્તક હવે મળી શકતું નથી એમ તપાસ કરતાં માલમ પડે છે, એટલે આ અનુવાદ મરાઠી પરથી મળેલો સમજવાનો છે. શ્રી. આપટેએ કરેલા અનુવાદ માટે તેમનો આભાર માનવો ઉચિત છે.

દેવઊઠી અગિયારસ
સં. ૧૯૮૦

**કિશોરલાલ ઘ. મશરૂવાળા**

# ખંડ ૧ લો

## ૧

## હિમાલય

વર્ષાઋતુ પૂરી થઇ, શરદ્‌ઋતુનો પ્રારંભ થયો છે. આકાશ વાદળાંઓ રહિત તદ્દન સ્વચ્છ છે; સર્વત્ર નીલવર્ણ–ગાઢ નીલવર્ણ–ભર્યો છે. મનને મોહિત કરનારા એ નીલવર્ણમાંથી વચ્ચે વચ્ચે મોટા નાના તારાઓ ચમકી રહ્યા છે. તારાપુંજની વચ્ચે થઇને ચાલતા આકાશગંગાના પ્રવાહથી આકાશ દુભંગ થયું છે અને છેવટે તે પ્રવાહના પણ બે ખંડ પડી ગયા છે. પૃથ્વી-તળ પરની ભીનાશ ઓછી થઇ લગભગ તે સૂકાઇ ગયું છે. લતા અને વૃક્ષોપર પલ્લવ ફૂટવાથી તે શોભી રહ્યાં છે; અને તેનો લીલો રંગ જાણે પૃથ્વીની નવયૌવનસંપન્નતા સૂચવતો હોય તેમ લાગે છે. ઉપર ગાઢ ભૂરો, નીચે ઘેરો લીલો, અને વચ્ચે જ્યાં એ બન્ને વર્ણોનો સંગમ થાય છે, ત્યાં જાણે અપ્રતિમ કુશળતાથી કાઢેલાં આ બે ચિત્રોને એક જ ચોકડામાં બેસાડી, વચ્ચે પ્રેક્ષકો માટે થોડી જગા રાખી હોય તેવું જણાય છે.

આકાશ તદ્દન નિરભ્ર હોય, આકાશમાં વંટોળિયાથી ઉડતી ધૂળનું નામ ન હોય, તે વખતે—તેવી આ શરદૃઋતુમાં—હિમાલયની અપ્રતિમ શોભા કોઇએ નિહાળી છે ? એક બાજુ પર સેંકડો ગાઉ પર્યંત વ્યાપી રહેલો વિશાળ, સમવર્તી, હિંદુસ્થાન દેશ ફેલાઇ રહ્યો છે, અને બીજી બાજુએ જુઓ તો પર્વતોની એક હાર પાછળ બીજી, બીજી પાછળ ત્રીજી, ચોથી લાગી રહી છે; અને દૂર બરફથી ઢંકાઈ રહેલાં શિખરો પર તો જોવાની સોઇ જ નથી ! એ સ્વચ્છ અને શ્વેત બરફ ઉપર પડતાં સૂર્ય-કિરણોનું પરાવર્તન થવાથી જ્યાં ત્યાં તેજ ઝળહળી રહે છે. જાણે કોઇ રાજપુત્રનું સ્વાગત કરવાના ઉત્સવ પ્રસંગે વિશાળ નગરી-માંથી નાના પ્રકારના રંગોવાળી દીપમાળા પ્રગટાવી હોયની ! પૂર્વ અને પશ્ચિમ દિશામા દૃષ્ટિ ફેંકીએ તો પર્વતશૃંગો પર પર્વતશૃંગો અને તેના ઉપર વળી બીજાં શૃંગો દેખાય છેઃ એને વિરામ નથી, છેડો નથી. અનંત કહીએ તોયે ચાલે.

વર્ષાકાળ હમણાં જ પૂરો થયો છે. જ્યા જુઓ ત્યાં દૂધ જેવા સફેદ ફીણોથી શોભતા પાણીના પ્રવાહ વેગથી જ્યાં ત્યાં દોડે છે. કોઇ કોઇ જગ્યાએ તેના ઝીણા છંટકાવ ઉપર સૂર્ય-કિરણ પડવાથી ઇંદ્રધનુષ્યની અપ્રતિમ શોભા આવે છે. અને કોઇ કોઇ જગ્યાએ તો નદીના પ્રવાહ ગાઢ અંધકારમય પ્રદેશ-માંથી લાંબો વખત સુધી વહે છે, અને છતાં કોઇની દૃષ્ટિએ પડયા લાગતા નથી; ખંડ શું એ તો તે જાણતાં જ નથી, અને કોઇએ એમની ઉપર પણ ધ્યાન પહોંચાડયું નથી ! આ નદીના પ્રવાહોની બન્ને બાજુ પર કેટલાક કોસ સુધી ઘટ્ટ ઝાડીથી લતા-વૃક્ષોનાં ગુંફો બન્યાં છે. જે ઠેકાણે એવા પ્રવાહ નથી ત્યાં જુદી જ જાતની સ્થિતિ છે. સામે ઉભા રહેતાં જ જાણે અંગ ઉપર

પડી આપણો ચૂરો કરી નાખશે, એવો ધ્રાસકો પડે એવા પ્રચંડ વિશાળદેહી પહાડો ઉભા છે! એક બાજુ પર આખ ફાટી જાય એટલું ઉચાણ અને બીજી બાજુએ તેની જ પાસે અતિશય ઉંડી અને જેનું તળિયું નજરે પડે નહિ એવી ખીણ! મનુષ્યની સૂક્ષ્મ દૃષ્ટિને એ ખીણનું તળીયું કોઇવાર નજરે પડે તો શું દેખાય? ખડકોના બેખડોમાથી ખળખળ કરી નાચતું કુદતું એક નાનકડું ઝરણું વહે છે; કોઇ જગ્યાએ સૂકાં પણ મજબૂત જબર-જસ્ત વૃક્ષો સર્વભક્ષી કાળ સાથે હજારો વર્ષ સુધી દ્વંદ્વ કરી રહેલા, અને તે દ્વંદ્વમા મળેલા જયથી જ જાણે ગર્વિત થઈ પોતાની ડોક ઉચી કરી અક્કડ થઇ ઉભા છે; અને કોમળ તનુ-લતાઓ એ વૃક્ષોની કમ્મરે આટા દઇ તેના આશ્રયથી પાંચ પાચસો વર્ષ જીવધારી રહેલી છે!

આ હિમાલય પર્વત આજે જે સ્થિતિમાં છે, તે જ સ્થિતિમાં અનંતકાળથી રહેલો છે. બરફથી ઢંકાયલાં પેલાં તેનાં શિખરો વેગથી દોડતા પેલી નદીઓના પ્રવાહ, પેલું ભૂરૂં આકાશ,—સર્વ જેમનું તેમ રહેલું છે. ગંભીર અને મનોહર, ભયકર અને મોહક એવુ તેનુ સૌદર્ય દરેક શરદ્ઋતુમાં દેખાય છે. પણ જે શરદ્ઋતુની કથાનું અમારે અહીં વર્ણન કરવું છે, તે વખતે અમાવાસ્યાની રાત્રિ હતી. એ રાત્રિમાં હિમાલયની શોભા કાઈ અપૂર્વ હતી. સત્યયુગ અને ત્રેતાયુગના સંધિનો આ સમય હતો.

## ઋભુ

મનુષ્યના મરી ગયા પછી તેનું શું થાય છે તેનો યથાર્થ ઉત્તર કોણ આપી શકે? કોઇ કહે છે કે માણુસ મરી ગયો એટલે તેનો સ્થૂળ દેહ નાશ પામીને સૂક્ષ્મ શરીર ધારણ કરનારૂં તેનું પિશાચ બને છે. જેના વડીલો ગત થયા છે, તે કહે છે કે એ સ્વર્ગમાં ગયા. પણ વેદ કહે છે કે મરેલા માણસો સ્વર્ગમાં જતા નથી. જે પૃથ્વી ઉપર સત્કાર્ય કરે છે તે ઋભુ[1] બને છે. એ ઋભુ ક્યાં રહે છે અને શું કરે છે, એ કોણ કહી શકે? ગયા પ્રકરણમાં વર્ણવેલી શરદૃઋતુની અમાવાસ્યાની રાત્રિએ આકાશગંગાનો પ્રવાહ દુભંગ થયો હતો, અને તેમાંથી અસંખ્ય ઋભુઓનો સમુદાય બહાર પડ્યો હતો. તેમનાં શરીરની દિવ્ય કાંતિથી સઘળું બ્રહ્માંડ પ્રકાશિત થયું હતું. નક્ષત્રોની પ્રભા ઝાંખી પડી ગઇ હતી. ચિત્રમાં આલેખેલી નક્ષત્રમાલા જેવી તે આકાશમાં નિસ્તેજ દેખાતી હતી. એક ક્ષણમાં ઋભુગણોથી સઘળું આકાશ વ્યાપી ગયું. પક્ષીઓ પણ સમુદાય કરી ઉડવા માંડે ત્યારે તેમને ઘડીભર જોવાનું મન થાય છે, તો પછી દિવ્ય કાંતિ ધારણ કરનારા અને આકાશ માર્ગે વિચરનારા આ ઋભુગણોના તેજથી આઠે દિશા વ્યાપી જાય, ત્યારે પૃથ્વી પરનાં માનવીમન કૌતુક અને આશ્ચર્યથી ચકિત થાય એમાં શી નવાઇ? કોઇ કહે, આ નવો ધૂમકેતુ ઉગ્યો; કોઇ કહે, નક્ષત્રો સ્વસ્થાનથી ભ્રષ્ટ થઇ પડવા

---

૧ જે માણસો જીવતાં સત્કાર્ય કરે છે અને મર્યા પછી દેવતા થાય છે, તેમને વેદમાં ઋભુ કહ્યા છે.

લાગ્યાં. ખરી વાત એ હતી કે ઋભુ આજે પોતાની જન્મભૂમિના દર્શનાર્થે આવ્યા હતા.

જેમ જેમ તે નીચે ઉતરવા લાગ્યા, તેમ તેમ તેમનો આનંદ અમર્યાદતપણે વધવા લાગ્યો. છેવટે તે હિમાલય પર્યંત જઇ પહોંચ્યા. તેના દરેક શિખર પર—દરેક ઉચ્ચ ભાગ પર—બેસીને ઋભુગણ અતિ આનંદથી ગાવા લાગ્યા. બિચારાં માનવ પ્રાણી ! તેમને એ ગાયન કેમ સમજાય ! પરંતુ તેમના કર્ણને મનોહર નાદથી સઘળું જગત મુગ્ધ થઇ ગયું ! પૃથ્વી નિઃસ્તબ્ધ, આકાશ નિઃસ્તબ્ધ, તારા નિશ્ચળ, દુભંગ થએલો આકાશગંગાનો પ્રવાહ નિશ્ચળ અને નિસ્પન્દ, સઘળું બ્રહ્માંડ સ્તંભિત—સ્તિમિત—મહામોહનિદ્રામાં ચૂર થયું. ઋભુઓને ગાવાનું જ એકસરખું તાન લાગ્યું હતું. તેમનો એ ગીતધ્વનિ અખંડ બ્રહ્માડમાં વ્યાપીને અને આકાશગંગાના દ્વારથી બહાર પડી અનંતમાં લીન થતો હતો.

પૃથ્વી, આકાશ, સર્વ બ્રહ્માંડ અને દેશ દેશના લોક નાદલુબ્ધ થઇને ઋભુઓનું ગાન સાંભળી રહ્યાં હતાં. તે ગાયનના આલાપ અમૃતની ધાર પ્રમાણે તેમના કર્ણરંધ્રમાં પ્રવેશ કરી, તેમનાં અંગમાં ચૈતન્યનો સંચાર કરતા હતા. જે પ્રમાણે અપાર સુખ પ્રસંગે સ્વપ્નવત્—અર્ધચેતન અને અર્ધઅચેતન એવું—મોહમય, સુખમય, શાતિમય, અમૃતમય, દૂરથી આવતું સંગીત ધ્વનિની માફક કાનમાં ગણગણ કરતું અને દીર્ઘ સુખની પરંપરા ઉત્પન્ન કરતું કેટલાંક અંતઃકરણમાં ઊંડું જઇને બેસે છે, તે પ્રમાણે તે ગાનધ્વનિ સર્વના કાનમાં ઉતરી ઠર્યો હતો. પ્રાણને પ્રફુલ્લિત અને મોહિત કરનારૂં આ છે શું, એનો ભેદ કોઇને સમજાયો નહિ, પણ બધા જ માત્ર મોહિત થઇ ગયા.

માત્ર ત્રણને જ તેનો અર્થ સમજાતો હતો. મંત્રના પ્રભાવથી મોહિત થયેલા જેવા, એ ત્રણે નાદલુબ્ધ થઇને, તે સ્વરની આવવાની દિશાના અનુસંધાનથી હિમાલયના શિખરો તરફ આકર્ષાતા હતા. ભારતવર્ષના મુકુટમાંનાં આ ત્રણ તેજસ્વી રત્નો હતાં. જ્યાં સુધી ભરતખંડ રહેશે, જ્યાં સુધી આ હિંદુ-ધર્મ જીવંત હશે, અને જ્યાં સુધી મહાપુરુષોની કદર લોકોમાં હશે, ત્યાં સુધી આ ત્રણ મહાત્માઓનાં નામનો લોપ થવો અશક્ય છે.

## ૩
# ત્રણ મહાત્માઓ

પહેલા વસિષ્ઠ મુનિ. એ પોતાના સાઠ હજાર શિષ્યો સહ આશ્રમમાં રહીને તેમને જ્ઞાન, ધર્મ અને નીતિનો ઉપદેશ કરતા હતા. કોઇને વાક્ય, વાચ્ય અને વ્યંગ્ય એટલે શું તે સમજાવતા; કોઇને પ્રમાણ, પ્રમેય, પ્રયોજન, સંશય, નિર્ણય, છલ, જાતિ, હેત્વાભાસ ઇત્યાદિકનાં લક્ષણો કહેતા; કોઇને પંચતન્માત્રા સહિત લિંગશરીરના ભેદાભેદ, કોઇને વિવર્તવાદ, કોઇને પરિણામવાદ, એ પ્રમાણે જુદા જુદા શિષ્યોને પોતપોતાના અધિકાર પ્રમાણે ભિન્ન ભિન્ન વિષયો શીખવતા હતા. કોઇને ગોમેધ, અશ્વમેધ, રાજસૂય, અગ્નિષ્ટોમ, ગોષ્ટોમ, જ્યોતિષ્ટોમ વગેરે યજ્ઞયાગોની માહિતી આપતા, તો કોઇને દશ કર્મોનું શિક્ષણ દેતા હતા. આ પ્રમાણે ગુરુમહારાજનું અધ્યાપન ચાલી રહ્યું હતું એટલામાં શિષ્યગણનું લક્ષ એકાએક વ્યગ્ર થયું; પોતાને સ્થાને જ તે નિશ્ચલ થઈ ગયા; અને મંત્રથી મોહિત કર્યા હોય એમ તેમની વાચા કુંઠિત થઇ ગઇ. એ ગીતધ્વનિ વસિષ્ઠ મુનિને કાને પણ પડ્યો. તેમણે યોગબળથી જાણી લીધું કે એ ગીતધ્વનિ ઋભુઓનો છે, અને યોગબળથી જ આકાશ-માર્ગે તેમણે હિમાલય તરફ પ્રયાણ કર્યું. એક મુહૂર્તમાં તે ત્યાં જઈ પહોંચ્યા, અને ઋભુઓને વંદન કરીને તેમનું ગાયન સાંભળવામાં તલ્લીન થયા.

બીજા, વિશ્વામિત્ર. એ દિગ્વિજય કરવા નીકળ્યા હતા. દિવસ આખો સૈન્યસહ કૂચ કર્યા પછી, સાયંકાળને વખતે હિમાલયની તળેટી આગળ એમણે મુકામ નાંખ્યો હતો. રસ્તાના

શ્રમથી થાક લાગવાને લીધે સૈન્યના સિપાઇઓ જ્યાં જેને પસંદ પડે ત્યાં રાવટીઓ ઠોકવામાં રોકાયા હતા. પ્રભાતે કઇ દિશામાં કૂચ કરવી તેનો મંત્રીઓ સાથે વિચાર કરતા વિશ્વામિત્ર રાજા એક વહેળાને કાંઠે બેઠા હતા. એટલામાં એકાએક પ્રકાશ ચમકવા લાગ્યો અને પેલો સંગીતધ્વનિ સર્વને કાને આવવા લાગ્યો. સૈનિક જે જે સ્થિતિમાં હતા, તે જ હાલતમાં સ્તબ્ધ થઇ ગયા. આંખનું પલકારૂં મારવા જેટલી કોઇને સ્વતંત્રતા રહી નહિ. દરેક જણ સુખમય મોહમાં ગરકાવ થઇ દેહભાન ભૂલી ગયા. જેમના તંબુ ઠોકાઇ ગયા હતા, તેને પથારી પાથરવાનું સૂઝે નહિ; જેના તંબુ અર્ધાં ઠોકાયા હતા, તે તેવા અધૂરા જ રાખીને ઉભા; અને જેને એ કામની શરૂઆત કરવાની હતી, તેમનો વિચાર મનમાં જ રહી ગયો. આગળ કામ કરવાનું કોઇને જ સૂઝે નહિ. વિશ્વામિત્રને તે ગાયનનો અર્થ સમજાયો, અને વામનની માફક ત્રણ પગલાં ભરીને, તે એકદમ એક શિખર ઉપર ચઢી ગયા. એમણે ચારે બાજુ દૃષ્ટિ ફેંકી, પણ તેમના આગમનથી ઋભુની પ્રભા કૃષ્ણવર્ણ થઇ એ વાત તેમની દૃષ્ટિએ પડ્યાં છતાં, તેમના લક્ષમાં આવી નહિ.

ત્રીજા, વાલ્મીકિ. વાલ્મીકિ પોતાની ચોરોની ટોળી સાથે જંગલી રાજારજવાડામાં લૂટફાટ કરવાને ગયા હતા. વાડાના છાપરા પર ચઢી, પોતાના થોડા સાથીદારોને ઉપર લઇ, સીડી ભાંગી તોડી નાંખે એટલામાં કલકલાટ થયો. પહેરેગિરોને ક્યાં જવું અને શું કરવું તે સુઝયું નહિ. મારામારી અને કાપાકાપી શરૂ થઇ. ધાડપાડુ પહેરેગીરોને મારવા લાગ્યા, અને પહેરેગીરો ધાડપાડુને જખમી કરવા લાગ્યા. એ ગર્દામાં એવું આશ્ચર્ય

થયું કે ચોકીદારો ચોકીદારોને અને લૂટારા લૂટારાને મારવા લાગ્યા. વાલ્મીકિ પોતાની તલવાર ફેરવતો અને શિંગ ફૂંકી હુકમ છોડયે જતો હતો. આમ ચાલ્યું હતું એટલામાં એકાએક પ્રકાશ ચમકવા લાગ્યો, અને સંગીતધ્વનિ કાને આવ્યો. તે આવતાં જ સઘળા પોતપોતાને સ્થાને ચિત્રની માફક નિશ્ચળ ઉભા થઇ ગયા. વાલ્મીકિએ તે ધ્વનિ સાંભળ્યો અને તેને એનો અર્થ સમજાયો. તેણે હાથમાંનાં શસ્ત્રો એકદમ ફેંકી દીધાં, નીચે કૂદકો માર્યો, અને પાસેના ગિરિશિખર પર ચઢી ગયો.

# બંધુત્વનું ગાન

ગાનમાં લુબ્ધ ન થાય એવો કોણ હશે? સામાન્ય માણસ પણ તાન કાઢવા લાગે ત્યારે સાંભળનારને ઠીક લાગે છે; તેથી ઉત્તમ મુક્તકંઠે અને પ્રસન્નચિત્તે ગાનારો ગવૈયો મળે ત્યારે ગાન વધારે મધુર લાગે છે. એ ગાયનનો અર્થ બરોબર જાણનારો મળે, તો ગાયનથી થતા આનંદથી હૃદય ભરાઇ જાય છે. જેને મર્મ સમજાય છે, તે મોહિત થઇ જાય છે. માત્ર કાનને જ નહિ, પણ અંતઃકરણને પણ તૃપ્ત કરનારૂં ગાન હોય તો સાંભળનારને ગૂંગ કરી મૂકે છે. આજે ઋભુગણ સરખા અને તે પણ વળી જન્મભૂમિનાં દર્શનથી આનંદિત થઇ પ્રેમપૂર્ણ હૃદયે ગાવામાં પ્રવૃત્ત થયેલા--ગવૈયા હતા. ચાર સમુદ્રાનાં તરંગો જેનાં ચરણો સદૈવ પખાળે છે, અને ઉજળા બરફથી જેનું શિર સર્વદા ઢંકાયલું છે, એવી પ્રાચીન, 'સુજલા, સુફલા' જન્મભૂમિનું દર્શન બહુ કાળ પછી આજે તેમને થયું હતું; વસિષ્ઠ, વિશ્વામિત્ર અને વાલ્મીકિ એના જેવા શ્રોતા તેમનું ગાન સાંભળતા હતા, અને તેનું રહસ્ય તથા ભાવ ઓળખતા હતા. તેમનાં કાન, મન અને પ્રાણ પણ ગાયનથી પૂર્ણ ભરાઈ ગયાં હતાં. તેમની બહિરિન્દ્રિયોએ —કિંબહુના મન અને પ્રાણે પણ—પોતપોતાનાં કામો કાનને અર્થે સોંપી દીધાં હતાં,—સર્વે ઇન્દ્રિયો કાનમાં જ લીન થઇ ગઇ હતી. જ્ઞાન અને ચેતના સર્વે નષ્ટ થયાં હતાં. ગાયક, તેમનો ભાવ, ગાયન અને ગાયનના સૂરમાં સર્વે તન્મય થયા હતા. ગાયનના ગૂઢ અર્થમાં સર્વનો લય થયો હતો.

જેમ જેમ સુર ચઢતો ગયો, તેમ તેમ બંધુત્વનું ગાયન સ્પષ્ટ થતું ગયું. ઋભુઓ હાથ લાંબા કરીને સર્વે સ્થાવર, જંગમ, ભૂચર, જલચર, ખેચર ઇત્યાદિ પ્રાણીઓને "ભાઈ, ભાઇ, આપણુ સર્વે ભાઇ" એમ કહેતા લાગતા હતા. વળી થોડે વખતે સૂર વધતો ગયો, તેમ તેમ 'ભાઈ, ભાઇ, આપણુ સર્વે ભાઇ,' એ શબ્દો ઋભુઓના મુખમાથી અધિકાધિક ગદ્‌ગદ્ કંઠે નીકળતા લાગ્યા.

'ભાઈ, ભાઈ, આપણુ સર્વે ભાઇ' એ શબ્દોથી પૃથ્વી વ્યાપ્ત થઇ ગઇ. સર્વ બ્રહ્માણ્ડોમાંથી એજ શબ્દોનો પ્રતિધ્વનિ આવવા લાગ્યો. પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ, ઉત્તર સર્વે દિશા ગંભીર સ્વરે "ભાઇ, ભાઇ, અહાહા! આપણુ સર્વે ભાઈ!" એમ ગુંજવા લાગી.

વસિષ્ઠ, વિશ્વામિત્ર અને વાલ્મીકિ એ ત્રણેનાં અંતઃ-કરણના ઊંડાણમાંથી 'ભાઇ, ભાઇ' એ શબ્દોનો પ્રતિધ્વનિ નીકળ્યો. જાણે શું મોહિની મંત્રથી તેમની સઘળી વૃત્તિઓ સ્તબ્ધ બનીને, તેમનાં અંતઃકરણોના એકરસ થઇને, "ભાઈ, ભાઇ" એ શબ્દોને મિષે એ રસની ધાર જ રેલાતી ન હોય! એક ઋષિ, બીજો દિગ્વિજયી રાજા, અને ત્રીજો ધાડપાડુ લુટારો! પરંતુ એ ત્રણેના પરસ્પર વિરોધી ભાવો કેટલોક કાળ લુપ્ત થઇ ગયા. ત્રણેનાં અંતઃકરણમાંથી "ભાઈ, ભાઈ, આપણુ સર્વે ભાઈ" એ બંધુત્વનું ગાયન એકતાનમાં નીકળતું હતું.

# ૫
# ત્રણેના ત્રણ વિચાર

ત્રણે જણ ગાયન સાંભળીને ઘણો વખત સુધી દેહભાન ભૂલી ગયા હતા. પણ ત્રણેના અંતર્યામીમાંથી મંદ મંદ એક ભાવનાસ્રોત ગુપ્તપણે વહેતો હતો. તે ગાયનમા એટલા મોહિત થઇ ગયા હતા કે વેગવાન કલ્પનાપ્રવાહમાં પણ તેમના મનને ખેંચવાનું અશક્ય થયું. તો હૃદયના તળમાં વ્હેતા ભાવનાના ક્ષુદ્ર પ્રવાહો વિષે તો કહેવું જ શું? તે ગાન સાંભળવામાં તલ્લીન થએલા તેવા ને તેવા જ હતા; પણ તેમના અંતર્યામીઓ ધીમે ધીમે, પીગળતાં પીગળતાં તદ્દન ભિન્ન સ્વરૂપી બન્યા હતા.

વસિષ્ઠના મનનો મુખ્ય ભાવ પોતાની કૃતાર્થતાનો હતો. બ્રાહ્મણ અને ક્ષત્રિય વચ્ચેનો ટંટો પતાવી બન્નેમાં બંધુત્વનો સંબંધ મેં સ્થાપન કર્યો, એવો અહંભાવ એના મનમાં હતો.

વિશ્વામિત્રના મનમાં પોતાનો પ્રભાવ મુખ્યપણે હતો. મેં બાહુબળે સઘળી પૃથ્વી જીતીને એકછત્રી રાજ્ય કર્યું; મારા અમલ તળે હવે સર્વે લોક બંધુત્વના સંબંધથી વર્ત્તવા લાગ્યા. આ અહંતા તેના હૃદયમાં હતી.

વાલ્મીકિને શું લાગ્યું હશે? કેટલો આત્મવિષાદ તેને થયો હશે? હાય હાય! મેં આ શું કર્યું! હું મારા બંધુઓના નાશાર્થે પ્રવૃત્ત થયો હેં! કેટલો હું પાપી! કેટલો હું ક્રૂર!

તેના મનમાં જે આ વિચાર ચાલતા હતા, તે તરફ કોઇનું જ લક્ષ ગયું નહિ.

## ૬

# ઋભુઓનું પ્રયાણ

કેટલોક કાળ ગયા પછી ઋભુગણ હિમાલયના શિખર-પરથી ઊઠીને ઊંચે આકાશમાર્ગે જવા ઉપડયો. ત્યારે રાશિચક્ર અન્ય માર્ગે ભ્રમણ કરવા લાગ્યું કે શું, એવો વસિષ્ઠાદિકને સંશય થયો. ઋભુ બહુ દૂર ગયા ત્યારે એમ લાગવા માંડયું કે જાણે લાખો નવા તારા આકાશમાં એકાએક નિર્માણ થયા હોય ને શું ! એમ કરતાં કરતાં નક્ષત્રોનું સ્વરૂપ પણ લય પામ્યું, અને જાણે એક મોટો વિસ્તીર્ણમેઘ આકાશને ઢાંકી રહ્યો હોય એવો ભાસ થયો, અને ક્રમે ક્રમે એ મેઘ આકાશ-ગંગાના પ્રવાહમાં ભળી ગયો; ત્યારે આકાશગંગા સર્વ વિશ્વમાં વ્યાપી જાય છે કે શું એમ લાગ્યું. જે પ્રમાણે દ્વાપરયુગને અંતે વિરાટસ્વરૂપી કૃષ્ણના મુખમાં પ્રવેશ પામતા સમગ્ર વિશ્વનું અર્જુનને દર્શન થયું, તેવો જ પ્રકાર આ વખતે પણ લાગ્યો. ધીમે ધીમે તે સર્વ મેઘમંડળ આકાશગંગામાં લય પામ્યું; અને તેના મધ્ય ભાગમાં રહેલો વિશાળ અવકાશ ભરાઇ ગયો. વિશ્વનો પસારો પૂર્વવત્ દેખાવા લાગ્યો; આકાશ પાછું નિશ્ચળ થયું; તેના સૌમ્ય નીલવર્ણમાં ફરીથી તારલા ચમકવા લાગ્યા; પૃથ્વીપર પ્રભાત થયું. કોકિલાદિ પક્ષીઓએ જાગૃત થઈ પોતાના સ્વરથી દશે દિશા ગજાવવા માંડી.

વસિષ્ઠ, વિશ્વામિત્ર અને વાલ્મીકિ આકાશગંગા તરફ એકટશે જોયા કરતા હતા. પ્રભુના અંતર્ધાન થવાથી તે હતાશ થયા; તોપણ “ભાઇ, ભાઇ, આપણ સર્વે ભાઇ” એ તેમના ગાનના સૂર તેમના કાનમાં ઘૂમી રહ્યા હતા.

આટલો વખત જે વિચાર તેમના અંતઃકરણમાં તેમના અજાણપણામા સંચાર કરી રહ્યો હતો તે હવે બલિષ્ઠ થયો. બાલ અને તરુણ અવસ્થાના નવા-જુના, સ્વાર્થપર—અસ્વાર્થપર, વિવિધ જાતના પરસ્પર વિરોધી ભાવ તેમના અંતઃકરણમાં એકસામટા ઊઠવા લાગ્યા, અને આ અતીંદ્રિય, નવીન, આધિદૈવિક ભાવ સાથે ભળીને મનમા કલ્લોલ કરવા લાગ્યા. ઊઠવાની કે હાલવાચાલવાની જરાએ શક્તિ તેમનામાં રહી ન હતી. "ભાઇ, ભાઇ, આપણુ સર્વે ભાઇ" એ ગાન માત્ર તેમના કાનમાં ઘૂમી રહ્યું હતું.

૭

# અંતર્યામીઓનો ખળભળાટ

વસિષ્ઠે મનમાં કહ્યું, "ધન્ય છે મારી બુદ્ધિને! મેં ક્ષત્રિયોને કેવા સહેજે વાળી લીધા! જેણે બ્રાહ્મણ અને ક્ષત્રિયોનું એકીકરણ કર્યું તેને બીજી જાતિઓનું એકીકરણ કરવામાં શું કહેણુ છે?" આ વિચાર ચાલતો હતો, અને 'ભાઇ ભાઈ, આપણ સર્વે ભાઈ' એ ગાન કાનમા ઘૂમતું હતું.

વળી તે વિચાર કરવા લાગ્યા: "અમે સર્વ શાસ્ત્રો શીખ્યા. અહાહા! શાસ્ત્રજ્ઞાનનું તેજ શું વર્ણવવું? શાસ્ત્ર કહે છે उद्धरेदात्मनात्मानम। પછી તેમા માન અને અપમાન કેવું? પુરોહિતપણાનો ધંધો હલકો ખરો, પણ સઘળી કર્તૃત્વશક્તિ બ્રાહ્મણને માટે જ રાખી મૂકી છે ને! મેં શું ખૂબીથી કામ કર્યું છે! હવે વળી સંહિતા રચવાના ઉદ્યોગમા પડ્યો છું. એમાં પણ આ જ મુદ્દો આગળ આવશે યોગશાસ્ત્ર પણ એ જ કહે છે. માન અપમાન સર્વે બાજુએ મૂકી स्वकार्यमुद्धरेत् (પોતાનું કાર્ય બચાવી લેવું) એ કામ મારાથી નહિ થાય શું? પરાક્રમ, સત્ય, ધર્મ સર્વ મિથ્યા છે; કાર્ય એ જ માત્ર ખરી વસ્તુ છે. મને શું મારૂં કર્તવ્ય કરતા નહિ આવડે? આ ઋભુ શું કામ આવ્યા હતા? અહા! શું મધુર તેમનું ગાન હતું! શું તેમનો ભાવ! શુ મને યશ નહિ આવે? ફરીથી આ આંખે શું તેમનું દર્શન નહિ થાય? થશે તો તેમની સાથે 'ભાઇ, ભાઇ' એ સૂર હું પણ કાઢવા લાગીશ. બુદ્ધિ અને શાસ્ત્રો એ જ મારાં બળવાન શસ્ત્રો છે. એ સાધનોથી કાર્યસિદ્ધિ થવી જ જોઇએ."

આ વિચાર મનમાં ચાલતો હતો. અને 'ભાઈ, ભાઈ, આપણુ સર્વે ભાઇ' એ ગાન કાનમાં ઘૂમતું હતું.

વિશ્વામિત્ર વિચારવા લાગ્યા, "આ શું ઋભુઓ! અહાહા! કેવો અપૂર્વ તેમનો સ્વર! કેટલું વિચિત્ર તેમનું સ્વરૂપ! હું કેટલો ભાગ્યવાન! અને કેમ ન હોઉં? એક દિવસ એવોયે આવશે કે જ્યારે તેમના એ આનંદનો અનુભવ હુંયે લઇશ. યશસ્વી થવાની મને આશા છે. આ ઋભુઓને તેમના જેવો જ ઉત્તર હું દઈ શકીશ. હું વિશ્વામિત્ર શું સામાન્ય પુરુષ છું? હું પહેલાં સઘળું જગત જીતી લઇશ. મારી ઇચ્છા વિરુદ્ધ કોણ આવે છે તે જોઇશ. પહેલાં સર્વેને એકછત્રી અમલ નીચે લાવી મૂક્યા પછી તેમનું એકીકરણ કરી શકાશે." આ વિચાર મનમાં ઘોળાતો હતો, અને "ભાઇ, ભાઇ, આપણુ સર્વે ભાઇ" એ ગાન કાનમાં ઘૂમતું હતું. વિશ્વામિત્રને અભિમાન થયું કે "આ જ ગાન પૃથ્વીપરના સર્વ લોકની પાસે ગવડાવું, ત્યારે જ હું વિશ્વામિત્ર ખરો. આ પ્રતિજ્ઞા પાર નહિ પડે શું? ઇચ્છા મુજબ કરવાની શક્તિ આ બાહુમાં નથી શું?"

વાલ્મીકિને લાગ્યું, "હાય હાય! મેં કેટલાયે જણનો ઘાત કર્યો છે! કેટલી અભાગી સ્ત્રીઓનું સૌભાગ્ય નષ્ટ કર્યું છે! આ પાપ હવે હું કેવી રીતે ધોઉં! મારા અંતઃકરણમાં સળગેલી આ હોળી હવે કેવી રીતે શાંત થશે? હમણાં અહીં જે ઋભુનું ગાન સંભળાયું, તેણે મારા અંતઃકરણમાં આગ લગાડી મૂકી છે. તેમના સૂરમાં મારો સૂર ભેળવવાનું મારા નશીબમાં નહોતું! અરેરે! વ્યર્થ મારો મનુષ્યજન્મ ગયો. સર્વ મનુષ્ય પ્રાણી આપણે ભાઇ, ભાઈ છતાં મને જોઇને માણસો દૂર નાસે છે! પ્રભો! આવી નિંદ્ય વૃત્તિ મારે નશીબે કાં લખી!" આ

વિચારતરંગ મનમાં પ્રબળ થતા હતા, અને "ભાઈ, ભાઇ, આપણ સર્વે ભાઇ," એ ગાન કાનમાં ઘૂમતું હતું. વાલ્મીકિની આંખોમાંથી દડદડ આંસૂ પડવાં લાગ્યાં. તે મનમાં જ બોલ્યો, "હાય રે પાપી, ચંડાળ! તારે હાથેથી કેવાં ઘોર કામો થયા છે? પણ એ પાપોનું સ્મરણ કદી નાશ નહિ થઇ શકે શું?" આ વિચાર આવતાં, વળી તેનાં નેત્રો ઉન્હાં આંસૂથી ભરાઈ ગયાં, અને તેનું પૂર આવ્યુ.

## ૮

# ત્રણ પરિણામ

તેમનાં અંતઃકરણમાં આ ખળભળાટ કેટલો વખત ચાલ્યો તે કોને ખબર ! ઋભુઓએ પ્રેરેલી નવીન વિદ્યુતશક્તિએ એમના હૃદયાકાશમાં કેટલું ભયંકર તોફાન મચાવી મૂક્યું, તેની યથાર્થ કલ્પના કોણ કરી શકે ? જ્યારે સઘળું વાદળ શમી ગયું, અને જગત ઇંદ્રિયગ્રાહ્ય થવા માંડ્યું, ત્યારે જોય તો બધે ચમત્કાર જ ! શરદૃઋતુનો સમય ! આકાશમાં સૂર્યોદય થઇ ચૂક્યો છે; તારાગણ અસ્ત પામ્યા છે, પ્રભાતવાયુ અંતઃકરણને પ્રફુલ્લિત કરી રહ્યો છે; ઝરણોનો મધુર ઝંઝવાટ કર્ણેન્દ્રિયને તૃપ્ત કરવામાં રોકાયો છે; અને રાત્રે બનેલો બનાવ ત્રણેને સ્વપ્નવત્ દેખાય છે.

પરસ્પરવિરુદ્ધ મનોવૃત્તિઓનું દ્વંદ્વ શમ્યા પછી; વસિષ્ઠનું મન શાંતિ અને સુખ અનુભવવા લાગ્યું. તપોબળથી પ્રાપ્ત થયેલી બુદ્ધિ, વિદ્યા અને શક્તિ એની સહાયથી પૃથ્વીપર હું સર્વત્ર ભ્રાતૃભાવ સ્થાપન કરીશ એવી પ્રતિજ્ઞા, અને તે પૂર્ણ કરવાની એની ખાત્રીથી એના અંતઃકરણમાં અહંતા ઉત્પન્ન થઇ

મેં મારા બાહુબળથી લગભગ આખું જગત જીત્યું જ છે. રહ્યું-સહ્યું જીતીને સર્વત્ર બંધુત્વનો ભાવ સ્થાપન કરી દઇશ એવો ભયંકર ઘમંડ વિશ્વામિત્રના મનમાં ઉત્પન્ન થયો. પણ તે જ વખતે એ ઘમંડ સાથે કિંચિત્ શંકા પણ જાગૃત થઇ.

પણ વાલ્મીકિને કયાંથી શાંતિ કે સુખ હોય ! દારુણ અનુતાપના અંગારા તેને રુંવાડે રુંવાડે બાળી રહ્યા હતા.

તે પોતાના સાથીદારો કાને પાછો ગયો જ નહિ. શોક અને આક્રોશ કરતો શાંતિ મેળવવા માટે એકાદું એકાન્ત સ્થળ શોધવા માટે તે નીકળ્યો.

આનંદ અને પ્રસન્નતાયુક્ત ચિત્તે વસિષ્ઠ મુનિ પોતાના આશ્રમ તરફ જતા હતા, ત્યાં તેજઃપુંજ, વિશાલદેહી, અને પોતાના પગલાં વડે પૃથ્વીને કમ્પાયમાન કરનારા પરાક્રમી વિશ્વામિત્ર તરફ તેમની સહજ નજર ગઇ. વસિષ્ઠ યોગબળથી સત્વર તેમની પાસે જઇ પહોચ્યા, અને તે બન્ને સાથે સાથે પર્વત ઉપરથી નીચે ઉતરવા લાગ્યા.

# ખંડ ૨ જો

## ૧

## બન્નેનો મેળાપ

વસિષ્ટ અને વિશ્વામિત્ર નીચે ઉતર્યા. એમના પદભારથી પર્વત વાંકતો અને કાંપતો હતો; રસ્તા પરના કાંટાકુંટા અને પથરા બાજુ પર સરી જઇ એમને માર્ગ દેતા હતા; પ્રચંડ વૃક્ષોની પંક્તિઓ પોતાના શાખારૂપી બાહુઓને પસારી તેમનું સ્વાગત કરતી હતી. અને છાયાદાનથી એમનાં શરીરને શીતળ કરતી હતી; જોવામાં સુંદર, આનંદથી વિહરનારાં, અને મંજુલ સ્વરથી બીજાને રીઝવનારાં ચિત્રવિચિત્ર રંગી પક્ષીઓ પોતાના મધુર સુસ્વર ગાયનથી બન્નેના કર્ણને આનંદિત કરતા હતા; કોમળ લતા વૃક્ષોના સ્કંધ ઉપર ચઢી, ત્યાંથી બન્નેનાં અંગ ઉપર પુષ્પોનો વર્ષાદ કરી રહી હતી. મંદ મંદ વહેતાં ઝરણાં પદેપદે તેમના માર્ગને જલતુષારથી છાંટી દેતાં હતાં; ડુંગરાઓની બાજુઓ ઉપર ઉગેલા નાનાંનાનાં કોમળ ઝાડો અને રોપાઓ શીતળ, સુગંધી અને ઉંઘ આવી જાય એવા મંદ વાયુ વડે જાણે એ બન્ને ઉપર ચમર ઢાળતા હોય એવું લાગતું હતું. આવા

ઠાઠમાઠથી અતિ ઉચ્ચ અને દુર્ગમ શિખર ઉપરથી એ બન્ને જણા સહજ રમતથી નીચે ઉતરી આવ્યા. પાછળ મેઘમંડળને ભેદનારા ઊંચા પર્વત, નીચે તૃણાચ્છાદિત, નીલવર્ણ સપાટ મેદાન અને વચ્ચે તેજઃપુંજ કાન્તિવાળા, પર્વત જેવા વિશાળ-દેહી અને જોવામાં ઉગ્ર એવા વસિષ્ઠ અને વિશ્વામિત્ર! આ સઘળું જોઇને એવું લાગતું હતું કે જાણે સૂર્યકિરણના પ્રકાશથી અતિશય ઉજ્જવળ એવા હિમાલયના બે મોટા બરફના ઢગલાઓ પોતાને સ્થાનેથી ભ્રષ્ટ થઇ સમાન ગતિએ નીચે ઉતરતા હોય ને!

બન્નેની પરસ્પર ભેટ થયા પછી, ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત વગેરે સ્વરના અભ્યાસથી શુદ્ધતા પામેલા, કોમળ, સુખકર પણ ગંભીર અવાજે ગિરિકન્દરોમાં પ્રતિધ્વનિ ઉત્પન્ન કરતા થકા વસિષ્ઠ મુનીએ વિશ્વામિત્રને કહ્યું, "મહારાજાધિરાજ, આપ દિગ્વિજયાર્થ નીકળ્યા છો, એવું અમે ઘણા દિવસ પર સાંભળ્યું હતું. તપઃસ્વાધ્યાયાદિ આનુશ્રવિક[1] ક્રિયાકાણ્ડમાં નિરંતર નિમગ્ન રહેતા હોવાથી આપના જેવા વીરનાં અદ્‌ભુત પરાક્રમોની કથા જાણવાની તક અમને મળી શકતી નથી. આજે અમારાં મોટાં ભાગ્ય કે આપના પ્રત્યક્ષ દર્શનનો લાભ અમને મળી શકયો છે; તો અમારા ઉપર અનુગ્રહ કરીને આપના દિગ્વિજયના કથામૃતથી અમારા કર્ણોને તૃપ્ત કરવા વિનંતિ છે."

મેઘ જેવો ગંભીર એવો એ વસિષ્ઠનો સ્વર સઘળી ગુહાઓમાં ઘૂમતો ઘૂમતો ગુફાઓમાં શાંત થઇ જાય, તે પૂર્વે જ પ્રચંડ ધનુષ્યની પ્રત્યંચાના[2] ટણત્કાર જેવા સ્પષ્ટ, સોંસરા

---

૧ મરણ પછી જેનું ફળ પ્રાપ્ત થાય એવા. ૨ ધનુષ્યની દોરી

પેસી જાય તેવા, ઉતાવળા, ગંભીર પણ કિંચિત્ કઠોર અને વીરોચિત સ્વરે રાજાધિરાજ વિશ્વામિત્ર મહારાજ બોલ્યા, "બ્રહ્મર્ષે, મારા જેવા ક્ષુદ્ર માણસની કથા સાભળવા આપના જેવા મહાત્માને જિજ્ઞાસા થાય એ મારૂં મોટું ભાગ્ય સમજવું જોઇએ; અને તેથી જ, યદ્યપિ પોતાને મોઢે પોતાની કીર્ત્તિ ગાવામાં પાપ છે, તોપણ આપની જિજ્ઞાસા પૂરી પાડવા માટે હું મારી કથા કહું છું, તેનું શ્રવણ કરશો.

"દિગ્વિજય કરવા ઇચ્છનારાને સામ, દામ, દંડ અને ભેદ એ ચાર ઉપાયો પૈકી કેવળ ભેદ અને દંડ એ બે ઉપાય જ માન્ય છે. તેથી એ બે ઉપાયોનું અવલંબન કરી હું આ ઉદ્યોગે લાગ્યો. અંગ, બંગ, કલિંગ, દ્રવિડ, દ્રાવિડ. કાશી, કાંચી, અવંતિકા, મહારાષ્ટ્ર, સૌરાષ્ટ્ર, ગુર્જરરાષ્ટ્ર, મત્સ્ય, મગધ, વિદર્ભ, વગેરે દેશો મારી એક અક્ષૌહિણી સેના વડે જીતીને આજે મેં હિમાલયના દ્વાર આગળ સેનાની છાવણી નાંખી છે. પૂર્વ દિશામાં ચીન, હૂણ, શાન, માન શ્યામ, મગ, નાગ, વગેરે રાજ્યોના સંઘમાં ફૂટ પાડવા માટે ભેદ કરાવવામાં ચતુર અને વિશ્વાસુ મંત્રીઓને મેં એ રાજ્યોમાં મોકલ્યા છે. પશ્ચિમમાં શક, યવન, પારદ, દરદ, આરબ, પારસ, મ્લેચ્છ, કિરાત ઇત્યાદિ જાતિઓમાં બંડ જગાડવા માટે મેં મારા સેનાપતિને ૯૯ અક્ષૌહિણી સૈન્ય સાથે તે બાજુ રવાના કર્યો છે. બધી બાજુથી આનંદના સમાચાર ફરી વળ્યા છે. હિમાલયના જય પછી એકવાર પૃથ્વીપ્રદક્ષિણા કરી કે દિગ્વિજય પૂર્ણ થયો સમજવો."

વસિષ્ઠ બોલ્યા, "મહારાજના દિગ્વિજયની આ કથા સાંભળી મન અત્યંત સંતુષ્ટ થયું. જેવા આપ ચતુર રાજનીતિજ્ઞ

મુત્સદ્દી છો, તેવા જ યુદ્ધકલાવિશારદ વીરાગ્રણી સેનાપતિ પણ છો એમાં સંશય નથી. આપને હાથે દિગ્વિજયનું કાર્ય પૂરૂં થશે, એમાં કાંઇ અસંભવનીય નથી. છતાં મારા મનમાં એક થોડી શંકા છે. આપ તેને ફેડશો તો હું કૃતાર્થ થઇશ."

વિ૦—આપે જ આ દીન દાસને આવી આજ્ઞા કરી તે ઠીક થયું. કોઇ બીજાએ જો એમ કર્યું હોત તો મેં મશ્કરી જ માની હોત. આપના જેવા ગંભીર પુરુષ ઉપહાસ કરે એ સંભવનીય જ નથી. માટે આપ સુખેથી આજ્ઞા કરો. આપની શંકાનું યથાશક્તિ નિરાકરણ કરવા આ દાસ તૈયાર છે.

વ૦—મારો પહેલો પ્રશ્ન એ છે કે દિગ્વિજયનો ઉપયોગ શો ?

વિ૦—મહારાજ, દિગ્વિજયનો કશો ઉપયોગ નથી એમ સમજશો નહિ. દિગ્વિજયથી સર્વ પૃથ્વી એકછત્ર તળે લાવી શકાય છે, અને એ રીતે એક રાજાના અમલ તળે સઘળી જાતિઓમાં એકતાની પ્રતિષ્ઠા થાય છે.

વ૦—મને લાગે છે કે એકતા તો બાજુએ રહી, પણ ઉલટો જીતનાર અને જીતાયલા વચ્ચે દ્વેષભાવ ઉત્પન્ન થવાથી ઐક્ય થવાનો સંભવ પણ જતો રહે છે. જીતનાર જીતાયલા પૈકી કોઇ ઉપર કૃપાદૃષ્ટિ કરે અને કોઇ ઉપર ન કરે કે દ્વેષ ઉત્પન્ન થાય જ મારો પ્રશ્ન આ જ છે કે દિગ્વિજયથી જાતિ-જાતિઓમાં ભ્રાતૃભાવ ઉત્પન્ન થશે કે ? સઘળા ભાઇ ભાઇ થશે કે ?

વિ૦—મારી તો ખાત્રી છે કે પૃથ્વી ઉપર ભ્રાતૃભાવ અને ઐક્ય—એ દિગ્વિજય સિવાય બીજા કોઇપણ ઉપાયથી

સ્થાપવાં અશક્ય છે. દિગ્વિજયી રાજા પિતા સમાન છે. એ સર્વ પ્રજાને પુત્રવત્ સમજી તેનું પાલન કરે છે, તેથી સઘળી પ્રજા એકબીજા પ્રતિ ભાઇ સમાન થાય છે. કાલે રાત્રે બનેલા બનાવથી મારી આ શ્રદ્ધા અધિક દૃઢ થઇ છે. મને લાગે છે કે દિગ્વિજયથી જ પૃથ્વીપર ભ્રાતૃભાવ અને ઐક્ય સ્થાપી શકાય. આ વસ્તુ મારા મન પર પકકી ઠસાવી મને પ્રોત્સાહન આપવા માટે જ ઋભુગણ કાલે આ લોકપર અવતર્યા હતા.

**વ૦**—આ આપનો ભ્રમ છે. ઋભુ વચ્ચે વચ્ચે કેવળ પોતાની માતૃભૂમિના દર્શનાર્થે આવ્યા કરે છે. તે આપને પ્રોત્સાહન આપવા આવતા નથી. બીજી વાત એ કે દિગ્વિજયથી આપ મનુષ્યોનાં શરીરના સ્વામી થાઓ છો, પણ તેમનાં મન પર આપનું પ્રભુત્વ સ્થપાય છે એમ થોડું જ છે!

**વિ૦**—એમનાં મનમાં કાંઇપણ હો; તે બહાર પ્રકટ કરવા ન દીધું કે થયું.

**વ૦**—ત્યારે તો તે દમન થયું, પાલન નહિ. એને ભ્રાતૃભાવ પણ કહી શકાય નહિ. મનમા દ્વેષભાવ આવ્યા પછી ભ્રાતૃભાવ રહી શકે જ નહિ.

**વિ૦**—એક અમલ તળે રહેવાની બધાને ટેવ પડે, એટલે બધાની સ્થિતિ સરખી થશે, અને પછી બધા જ ભાઇ, ભાઇ પ્રમાણે વર્તવા લાગશે.

**વ૦**—એ ભ્રાતૃભાવ ન કહેવાય, પણ ઢંકાયેલા અગ્નિનો ધૂમાડો કહેવાય. ધુંધવાતો અગ્નિ એકવાર પ્રજ્વલિત થયો તો તેની જ્વાળા આખા દેશમાં પ્રસરી જવાની, અને તે સળગતા ભડકામાં દિગ્વિજય કરનારાની આહુતિ પડવાની.

વિ૦—(જમણો હાથ આગળ ધરી) આ હાથમાં ધનુષ્યબાણ છે ત્યાં સુધી મારી સામે માથું ઉપાડવાની મારી પ્રજાની હિંમત થશે એ વાત મનમાં પણ લાવશો નહિ.

વ૦—પણ ધનુષ્યબાણના જોર ઉપર જ જો ભ્રાતૃભાવનું રક્ષણ કરી શકાય એમ હોય. તો તેને ભ્રાતૃભાવ એ નામ પણ આપી શકાય કે કેમ એ જ શંકા છે.

વિ૦—ભલે, સમજો, ન આપી શકાય. પણ તો પછી દિગ્વિજય સિવાય ભ્રાતૃભાવ સ્થાપવાનો બીજો ઉપાય પણ કયો બતાવો છો ?

વ૦—બતાવી શકાય એમ ન હોત તો આટલો વાણીપ્રયોગ શું કામ કર્યો હોત ?

વિ૦—ઠીક ત્યારે, જોઇએ હવે આપની ઝોળીમાંથી કઇ જડીબુટ્ટી નીકળે છે તે.

વ૦—બીજો ઉપાય તે આ: જોરાવરીથી મનુષ્યોમાં ઐક્ય કરી શકાય નહિ. જ્યાં સુધી દરેક જણ પોતાનો જ વિચાર કરતો રહે, ત્યા સુધી બે જણનાં મન ભેગા થઇ, એકી થવાનો સંભવ નથી. માટે વિચારસ્વાતંત્ર્યનો ઓઘ પહેલાં બંધ કરવો જોઇએ. નીચ માનેલી જાતિઓમાં વિચારસ્વાતંત્ર્ય પસરે નહિ, એનો પહેલો બંદોબસ્ત કરવો જોઇએ.

વિ૦—પાંચ-છ બ્રાહ્મણોના પ્રયત્નથી વિચારસ્વાતંત્ર્યનો ઓઘ અટકાવી શકાશે એમ તમને લાગે છે ?

વ૦—બુદ્ધિના પ્રભાવથી મનુષ્ય શું કરી શકે નહિ ? બાલપણથી જ લોકોનાં મનને જુદી જાતનું વલણ લગાડી દઇએ કે થયું. તેમને સુખોપભોગમા રમમાણ કરી મૂકવાં અને તેમના

મનમાં સુખોપભોગ સિવાય બીજા વિચાર જ આવવા દેવા નહિ. ગ્રંથનું વાચન અને અધ્યયન પણ બંધ! આવો ક્રમ એક પેઢી—કે જરૂર પડે તો દશ પેઢી સુધી—ચલાવ્યો હોય તો માણસ-માણસમાં શું, પણ મનુષ્ય અને પશુમાં પણ ભ્રાતૃભાવ ઉત્પન્ન કરી શકાય!

વિ૦—માણસોને પશુવત્ કરવા, એ ખાસ્સો ભ્રાતૃભાવ! આવા ભ્રાતૃભાવને લઇને શું કરવું? બ્રાહ્મણોનું વર્ચસ્વ કાયમ રાખવું એ જ કે નહિ? દિગ્વિજયથી એક જ રાજાની સત્તા નીચે સઘળા માણસો આવે છે; પણ આમાં તો લાખો બ્રાહ્મણોની સત્તા નીચે પડે છે. પણ આ કામમાં આપને યશ મળશે, એમ શું આપને લાગે છે? આપનો મુખ્ય શત્રુ—આ આકાશ—આપે જોયું નથી શું? એ અનંત-અમર્યાદિત આકાશ તરફ એકવાર નજર નાંખી કે બસ;—આપોઆપ સ્વતંત્ર વિચાર મનમાં ઉદ્ભવવા માંડે છે.

વ૦—તેનોયે બંદોબસ્ત કરી શકાશે. ઉપર આકાશ તરફ કોઇને જોવા જ ન દઇએ કે થયું. પ્રત્યેક નક્ષત્ર પર એકેક નક્ષત્રદેવતા બેસાડી દેશું, અને મનુષ્યના નશીબ સાથે એ નક્ષત્રનો સંબંધ જોડી દેશું. અંતરિક્ષમાં ભયંકર આકૃતિઓ નિર્માણ કરી શકાશે. જેના યોગથી આકાશ તરફ જોનારને સ્વતંત્ર વિચાર ઉત્પન્ન થાય એવું કાંઇ જ રાખવું નહિ. જલમાર્ગે પ્રવાસ કરવાથી સ્વતંત્ર વિચાર ઉદ્ભવે છે, માટે જલપ્રવાસ બંધ! માણસની પાછળ નિત્ય નૈમિત્તિક કર્મો એવાં સખત રીતે લાગુ કરી દેવાં, કે બ્રાહ્મણ સિવાય કોઇથી પણ એક પગલુંયે સ્વતંત્રતાના માર્ગમાં નાંખી શકાય નહિ. અને બ્રાહ્મણોના હાથમાં પણ રાજ્યાધિકાર નહિ તે નહિ જ.

વિ૦—હું સમજ્યો, સમજ્યો. યુક્તિપ્રયુક્તિથી જગતને જીતવાની તમારી ઇચ્છા છે. પણ તમારી આ યુક્તિથી લોક કેટલા દિવસ ફસાયલા રહેશે? સારી પેઠે સમજી રાખજો કે આ વિશ્વામિત્ર કે તેના લોકોમાંથી કોઇપણ તમારી આ યુક્તિમાં ફસાવાના નથી.

વિશ્વામિત્રની આ કટૂક્તિથી વસિષ્ઠનો ક્રોધાગ્નિ સળગવા લાગ્યો. પરંતુ તેમણે અતિ પ્રયાસથી આત્મસંયમન કર્યું. ક્રોધનો ઉદ્રેક થયો ત્યારથી તે શાંતિ થવા પર્યંત તેમણે સ્તબ્ધતા ધારણ કરી હતી. એમની સ્તબ્ધતા જોઇને વિશ્વામિત્રને લાગ્યું કે પોતાના તર્કવિતર્ક અને પરિહાસોક્તિથી વસિષ્ઠ મુનિ પરાજિત થયા. આ વિચાર મનમાં આવતા જ વિશ્વામિત્ર ગર્વથી ફુલાયા, અને ઘણો વખત સુધી તેમનામાં પણ મ્હોંમાંથી એકે અક્ષર કાઢવાની શક્તિ રહી નહિ.

આમ બન્ને જણા કેટલોક વખત મૂગામૂગા ચાલ્યા, એટલામાં વિશ્વામિત્રની છાવણી દેખાવા લાગી. ત્યારે આકાશ તરફ જોઇ, વિશ્વામિત્ર વસિષ્ઠ પ્રતિ બોલ્યા, "મહાત્મન્, બહુ મોડું થઇ ગયું છે. જો કાંઇ ખાસ અડચણ ન હોય તો અમારે ત્યાં પધારી આતિથ્યનો સત્કાર કરશો, તો હું કૃતાર્થ થઇશ."

વસિષ્ઠે તે વિનંતિ સ્વીકારવાથી વિશ્વામિત્ર આદરપૂર્વક તેમને પોતાના શિબિરમાં તેડી ગયા, અને તેમનો સારી રીતે સત્કાર કર્યો. પછી જુદા જુદા દેશમાંથી આણેલા અપાર રત્ન-રાશિ અતિ ગર્વસહ તેમની સમ્મુખ ધરી, તેમાંથી કેટલાક રત્નોની એમને ભેટ કરી. વસિષ્ઠને પણ ઘણો સંતોષ થયો, અને રજા લેતી વખતે તેમણે વિશ્વામિત્રને પણ એકવાર પોતાના આશ્રમમાં પધારવા વિનંતિ કરી.

## ૨

# વસિષ્ઠના આશ્રમમાં

ઠરાવેલે સમયે વિશ્વામિત્ર તપોવનમા આવી દાખલ થયા. વસિષ્ઠ તેમના સ્વાગત માટે આઘે સુધી લાંબી મજલ સામે તેડવા આવ્યા હતા. વિશ્વામિત્રને તે વખતની તૈયારીઓ જોઇ ભારે ભારે આશ્ચર્ય થયું. તે આખું તપોવન શાલ, તાલ, તમાલ, પિયાસાલ, હિંતાલ, બક, બકુલ વગેરે વિશાળ વૃક્ષોથી છવાયેલું હતું. નીચે જમીનપર લતા કે છોડનું નામ ન હતું. જયાં ત્યાં વ્યવસ્થિતપણું દેખાતું હતું; રાનમાં શિયાળ, સિંહ, વાઘ, ચિત્તા, હાથી, ડુક્કરો, ગેંડા વગેરે ભયંકર હિંસ્ર શ્વાપદો અને જુદા જુદા પ્રકારના ન્હાના મ્હોટા વિષારી સર્પ, અજગર, અને જન્તુ નિર્ભયપણે સંચાર કરતા હતા, અને પોતાનાં ખાદ્ય ગાય, ભેંશ, બકરી ભણી પણ ડોકીયું કરીને જોતાં ન હતાં. વસિષ્ઠ અને વિશ્વામિત્ર એ બેઉ જતા હતા, ત્યારે તેઓ બાજુએ થઇ તેમને રસ્તો આપતાં અને વંદન કરતાં હતાં. આ દેખાવ જોઇ વિશ્વામિત્રે વસિષ્ઠને કહ્યું, 'મહાત્મન્! આપે બુદ્ધિપ્રભાવથી વન્ય પશુઓને વશ કરી લીધાં છે એમાં શંકા નથી. પણ આવી રીતે મનુષ્યને વશ કરી લેવાનું કામ આપ સાધી શકશો નહિ '

વસિષ્ઠ બોલ્યા 'આ તો સ્થળમહાત્મ્યનું જ પરિણામ છે, આ કાંઇ બુદ્ધિનો પ્રભાવ નથી '

પણ જલદી જ આ દેખાવ ફેરવાયો. વન હતું તેનું ઉપવન થયું. શરદ્ઋતુમાં ઉપજનારાં ફૂલોનાં ઝુમખાંથી પૃથ્વીતલ પર જાણે ચિત્રવિચિત્ર રંગનો ગાલીચો પાથર્યો હોય એવું જણાવા લાગ્યું.

કોઇ સ્થળે તદ્દન ધોળો દૂધ જેવો વર્ણ તો કોઈ સ્થળે નીલ, પીત વગેરે વર્ણથી તેનું મિશ્રણ થયેલું; વચમાં જ એકાદ ઠેકાણે લાલ રંગ તો તેની પાછળ સબજી રંગ; કોઈ સ્થળે લીલો રંગ તો કોઇ ઠેકાણે પીળો રંગ અને કોઇ ઠેકાણે જુદાજુદા રંગની છટા; એવી અદ્દ્ભુત શોભા દેખાતી હતી. એક રંગ જેમજેમ મંદ થતો જતો તેમ તેમ બીજો અધિક ઘેરો થતો હતો, અને જ્યાં ફૂલોના રંગોની વિવિધતામાં ઉણપ રહેતી, તે ઠેકાણે ચિત્રવિચિત્ર રંગના પથરાઓથી તે વિગુણતા ભરાઇ જતી હતી. આ ગાલીચાની ચારે દિશાએ સુગંધી પુષ્પોએ પોતાનો સુગંધ વિસ્તારી સઘળી હવા સુવાસિત કરી નાંખી હતી. આ સ્થળના મધ્ય ભાગે એક પ્રચંડ સરોવર હતું. તેને સંગેમરમર પથ્થરની પગથીઓનો ઘાટ બાધેલો હતો. પાણી સ્ફટિકસમુ સ્વચ્છ હતું. તેને લીધે તેના તળિયાના પથ્થર સુદ્ધાં સ્પષ્ટ દેખાતા હતા. સરોવરના મધ્ય ભાગે એક કાંઠેથી સામે કાંઠે જવા માટે શ્વેત સંગેમરમર પાષાણનો જ એક પૂલ કરેલો હતો તેના કઠેરાને મરકત નામના બહુમૂલા મણિ જડેલા હતા. અને તે ઉપરાંત નાના પ્રકારના રત્નોથી ભૂષિત એવા થાંભલાઓ વચ્ચે વચ્ચે બેસાડેલા હતા. આ ઉપર શુક, સારિકા, કોકિલા, કાકાકૈઆ અને બીજાં મંજુલ ધ્વનિ કરનારાં પક્ષીઓ સ્વચ્છંદથી આવી બેસતાં અને ગાતાં મોર પોતાની સુશોભિત કળા પસારી આનંદથી નાચતા હતા. આ ગાયન અને નૃત્યથી પક્ષિગણ રાજાધિરાજ વિશ્વામિત્ર મહારાજનું સ્વાગત જ જાણે કરતાં ન હોય એમ લાગતું હતું. તે સરોવરના સ્વચ્છ જળમાં લાલ, ભૂરાં, પીળાં, લીલાં, વગેરે વિવિધ વર્ણનાં માછલાંઓ છોડી દીધેલાં હતાં. સરોવરને બીજે કાઠેયે ઉપર વર્ણવ્યો એવો જ

અવર્ણનીય શોભાવાન સૃષ્ટિજન્ય ગાલીચો પાથરેલો હતો; અને તેની પાસે જ એક મહેલ હતો; એના દરવાજા પરનું તોરણ સ્પર્શમણિનું કરેલું હતું; અને બારણાની કમાનપર 'स्वागतं गाधिकुलतिलकस्य विश्वामित्रस्य ।' એવા સુવર્ણાક્ષરો કોરેલા હતા.

વિશ્વામિત્ર અંદર પ્રવેશ કરતાં જ ત્યાંની શોભા જોઇ ચકિત થયા. પોતે આવી વિશાળ પૃથ્વી પાદાક્રાંત કરી, તોપણ આવો સુંદર અને સુશોભિત પ્રાસાદ પોતાના જોવામાં કોઇ સ્થાને ન આવ્યો, એવું એમને લાગ્યું. હીરા, મોતી, પોખરાજ વગેરે રત્નોનો ઉપયોગ તે સ્થળને શોભીતું કરવાના કાર્યમાં છૂટે હાથે કરેલો હતો. બહુમૂલ્ય રત્નો વડે જ તે રાજવાડો બાંધી કાઢેલો હતો એમ કહીએ તોપણ ખોટું નહિ ગણાય. એની ભીંતો પર પરશુરામના ચરિત્રમાંની છૂટી છૂટી કથાઓના ચિત્રો આલેખેલાં હતાં; કોઈ સ્થળે તે ક્ષત્રિયોનાં રક્તવડે પિતૃઓને તર્પણ આપે છે અને બીજે, યુદ્ધ કરી તેમને નિર્વંશ કરે છે એવાં પ્રકારના એકવીસ મોટાં ભવ્ય ચિત્રો ચિતરેલાં હતા.

આ સર્વ દેખાવ જોઈ વિશ્વામિત્ર તો આભરાગાભરા જ બની ગયા. પછી તેના લક્ષમાં આવ્યુ કે પોતે પૂર્વે વસિષ્ઠનું સ્વાગત કર્યું હતું, અને તે વેળાએ તેમની સાથે થોડું સંભાષણ થયું હતું, તેનો આ બદલો વળાય છે. તેના મનમાં ધીરે ધીરે ચલવિચલ ઉત્પન્ન થઈ, અને વધતાં વધતાં તેણે આખરે દ્વેષનું સ્વરૂપ ધારણ કર્યું. તોપણ તેણે પોતાનો મનોભાવ પ્રકટ ન કરતાં તે આતિથ્યનો સ્વીકાર કર્યો ખાન, પાન, ગાયન, નૃત્ય ઇત્યાદિ કાર્યક્રમ યથાયોગ્ય પાર પડ્યો. છેવટે વિશ્વામિત્ર જવાને નીકળ્યા, ત્યારે વસિષ્ઠે તેમને આપવા માટે બહુમોલું નજરાણું મંગાવ્યું. આ વખતે માત્ર વિશ્વામિત્રથી રહી શકાયું

નહિ. તે બોલ્યા, “ મહાત્મન્ ! આપ ઋષિ, આ તપોવનમાં આશ્રમ કરી રહેનારા; એમ હોવા છતાં આ આટલું ઐશ્વર્ય આપને કેમ પ્રાપ્ત થયું એ સાંભળવાની મારી ઇચ્છા છે.”

વ૦—રાજાધિરાજ ! દેવની દયાથી અમારા આ આશ્રમમાં કામધેનુની પુત્રી નંદિની છે. તેનો આ પ્રભાવ છે. તે ઇચ્છિત વસ્તુ આપે છે.

વિ૦—તો પછી આ અલ્પસ્વલ્પ દેણગીઓથી મ્હારી તૃપ્તિ થનાર નથી; મને આપ એટલી એ કામધેનુ આપો !

વ૦—જ્યારે એ વાછરડી એની માતા પાસેથી મેં આણી, ત્યારે એ બીજા કોઇને પણ હું આપીશ નહિ એવી મેં કબૂલાત આપી છે. તે વચનનો હું કેમ કરી ભંગ કરૂં ?

વિ૦—અને જો તમે મને આપશો નહિ તો અતિથિનું અપમાન કર્યાનું પાપ લાગશે એ વાતનો વિચાર કરો. નીતિના નિયમ સમાજમા પ્રવર્તાવનારા તમે જ છો.

વ૦—બળજોરીથી કે યુક્તિપ્રયુક્તિથી એકાદ જણ પાસે વચનભંગ કરાવવું એ મહાપાપ છે. તો આવા કાર્યથી આપ છૂટા રહો એવી મ્હારી આપને પ્રાર્થના છે.

હવે પોતાના મનના ભાવ પ્રકટ કર્યા સિવાય વિશ્વામિત્રથી રહેવાયું નહિ. તે બોલ્યા, “ આપ મને કામધેનુ આપતા નથી કે ? ઠીક છે, હું જ તેને હરી જાઉં છું. એકાદ જણની વસ્તુ હરી જવી એ વચનભંગ કરતાં મોટું પાપ છે એમ કાંઇ નથી.” એટલું બોલી નંદિની હરી જવાને વિશ્વામિત્રે પોતાના સેવકોને હુકમ કર્યો.

વસિષ્ઠને એક બાજુએ હવાડો, અને બીજી બાજુએ કૂવો એવું થવું. અતિથિ એટલે પ્રત્યક્ષ દેવનો જ અંશ ! એની

અવજ્ઞા કેમ કરાય ? બીજી પાસે નંદિનીને બળજબરીથી હરી જતા હોય અને પોતે સ્વસ્થ રહેવું એ પણ ખોટું જ ! આવી અડચણમાં વસિષ્ઠને કાંઈ જ ઉપાય સૂઝ્યો નહિ. તે સ્તબ્ધ ઉભા હતા.

વિશ્વામિત્રના સેવકો યજમાનની આજ્ઞાનુસાર ધેનુને બળજબરીથી લઈ જવા તૈયાર થયા. ધેનુ સજળ નેત્રે વસિષ્ઠ ભણી જોઈ રહી. તેની તે ગરીબડી મુદ્રા જોઇ વસિષ્ઠની આંખમાં પાણી આવ્યાં. તે બોલ્યા કે, " પુત્રી ! શું કરૂં ? આ અતિથિ પ્રબળ દિગ્વિજયી રાજન્ છે અને હું ગરીબ બ્રાહ્મણ છું. આ તને બળાત્કારથી લઇ જાય છે; માટે હવે તું જ ત્હારો વિચાર કર." વસિષ્ઠને આટલું બોલવાની જ વાર હતી. તુરત જ નંદિનીએ મ્હોટી ત્રાડ પાડી. તે અવાજથી બધાં આકાશ પાતાળો ભેદાઇ ગયાં, અને તેમાંથી પારદ, પારસ, ચીન, શાન, માન વગેરે અનેક જાતિના અસંખ્ય વીરો શસ્ત્રો સહિત તેના રક્ષણાર્થે બહાર નીકળી પડયા.

આ બનાવ જોઇ વિશ્વામિત્ર મનમાં બોલ્યા, " જે આ પારદ વગેરે વીરોને મારા સેનાપતિ બાહુબળથી વશ કરી શકયા નહિ, તેને આ વસિષ્ઠ ઋષિએ બુદ્ધિપ્રભાવે પોતાને આંકત કરી લીધેલા છે. માટે બુદ્ધિપ્રભાવથી મનુષ્યપ્રાણી પણ વશ કરી શકાય છે એમ કહેવું જોઇએ."

## ૩
# પરાભવ

ક્ષત્રિય સૈનિકો અને યવનવીરો એમનામાં તે નંદિનીને માટે લડાઈ શરૂ થઈ. એક બાજુએ ક્ષત્રિય સૈનિકો અને બીજી બાજુએ યવનવીરો ઉભા હતા; વચમાં નંદિની ઉભી હતી. તે પસાર થઇ જવા માટે વારંવાર પગ પછાડતી હતી. અને ક્ષત્રિયો તેને જવા દેતા ન હતા. તેને છોડવવાનો યવનોએ યત્ન કર્યો અને તે કારણથી જ યુદ્ધ શરૂ થયું. યવનો અને ક્ષત્રિયો વચ્ચેનું આ તટસ્થ રહેલા બ્રાહ્મણોને માટે યુદ્ધ હતું. તલવારોની ધાર ઉપર ધાર ચળકતી હતી; ભાલાઓ ઉછળી ઉછળી ફેંકાઇ રહ્યા હતા; અને પ્રચંડ ધનુષ્યોના ટંકાર પ્રલયકાળની મેઘગર્જનાની જેમ ભયંકર જણાતા હતા. વિશ્વામિત્રે પોતાના સૈન્યનું સેનાપતિપદ પોતે ધારણ કર્યું હતું. બ્રાહ્મણોના પક્ષનો કોઇ સેનાપતિ ન હતો. વસિષ્ઠ પોતે અતિથિ સાથે યુદ્ધ કરવા તૈયાર ન હતા; એટલું જ નહિ પણ તેમણે પોતાના પુત્રો અને શિષ્યોને સુદ્ધાં યુદ્ધ કરવાની મનાઇ કરી હતી બ્રાહ્મણસ્ય બલં ક્ષમા। બ્રાહ્મણે યુદ્ધ કરવું ન જોઈએ એવુ એમનુ તેમને કહેવું હતું.

બ્રાહ્મણોએ યુદ્ધ કર્યું નહિ, તો પણ યુદ્ધ ચાલુજ હતું. જોતજોતામાં રક્તપાતની શરૂઆત થઇ. રણભૂમિ પરની ધૂળ તે રક્તના પ્રવાહે ભીંજાઇ તેનો ત્યાં જાડો કાદવ બન્યો. વિશ્વામિત્રના સેંકડો હાથી, ઘોડા, રથી, અને પાયદળ માર્યાં ગયાં; રથો ટૂટીફૂટીને છિન્નભિન્ન થઇ ગયા. છેવટે વિશ્વામિત્ર પોતે હસ્તમાં પ્રચંડ ખડ્ગ લઇ આવેશથી ગિરદીમાં પેઠા. તેમના ખડ્ગના

એક એક પ્રહારથી અનેક યવનોનાં મસ્તક છેદાતાં હતાં; પ્રસંગ એટલે સુધી આવી લાગ્યો હતો તોયે પોતાનો પ્રયત્ન વ્યર્થ છે એમ તરત જ વિશ્વામિત્રના ધ્યાનમાં આવ્યું, કારણ કે નંદિનીના એક એક હુંકાર સાથે એક એક અક્ષૌહિણી સેના ઉત્પન્ન થતી હતી. આ નવી સેના સામે વિશ્વામિત્રના રણધુરંધર વીરો ટકી શકતા નહિ. પોતાનું કાંઇ જ ચાલતું નથી એમ જોઇ વિશ્વામિત્રે છેવટે નંદિનીને મારી નાંખવાનો હુકમ કર્યો.

નંદિની હજી ક્ષત્રિયોના તાબામા ગઇ ન હતી. તેમણે તેને પકડીને મારવા માટ નારાચ, વલ્લમ વગેરે પ્રયોગો અજમાવવા માડયા. તે સાથે જ તેણે દિવ્ય સ્ત્રીરૂપ ધારણ કરી આકાશમાર્ગે પ્રયાણ કર્યું. શ્વેત પક્ષી ઉપર આરુઢ થયેલી, શ્વેતવસ્ત્ર વિભૂષિત, હાથમાં શ્વેતવર્ણ વીણા અને શરીર પર શ્વેત પદ્મના ભૂષણો જેણે ધારણ કરેલાં છે એવી, પોતાની દિવ્ય કાંતીથી તે પૂર્ણિમાની રાત્રીએ પ્રકાશનારી ચાદનીની ધવલકાન્તિનેયે લજ્જીત કરતી હતી. તેનાં લાવણ્યથી સઘળું જગત પ્રકાશમય થઇ રહ્યું હતું તે ઉપર ગયા પછી બોલી, " અરે મૂર્ખ ! હું બ્રાહ્મણોની વિદ્યાદેવી સરસ્વતી છું મારૂં હરણ કરવાની તારી શું શક્તિ છે ? હું પેઢીની પેઢીઓ સુધી બ્રાહ્મણકુળમા રહેતી આવી છું, અને હજી પણ રહીશ. "

આ આખો બનાવ જોઇ વિશ્વામિત્ર તદ્દન ચકિત થયા. સરસ્વતી દેવી પુનઃ ગાયનું રૂપ ધારણ કરી વસિષ્ઠ પાસે ગઇ, અને સઘળાં યવનસૈન્ય એકાએક અંતર્ધાન થયાં. વસિષ્ટના નેત્રમાંથી ખળખળ અશ્રુધારા વ્હેવા લાગી, અને તે આનંદથી તથા પ્રેમથી નંદિનીને પંપાળવા લાગ્યા.

વિશ્વામિત્રને અત્યાર સુધી પરાજય કેવો હોય છે તેની ખબર ન હતી. તે આ પ્રસંગે થવાથી તેના મનને અત્યંત વિષાદ, દુઃખ અને છપો થઇ આવી, અને તેણે માથું ઉંચું કરી વસિષ્ઠ કે નંદિની તરફ જોયું પણ નહિ. તેણે ક્રોધથી પોતાનું ધનુષ્ય ફેંકી દીધું, સૈન્યને પોતપોતાને ઘેર પાછા જવા આજ્ઞા આપી. અને રાજ્યનો સઘળો કારભાર મંત્રીઓના હાથમાં સોંપી દીધો. પછી, 'धिग्बलं क्षत्रियबलं ब्रह्मतेजोबलं बलम् ।* એવા ઉદ્‌ગાર કાઢી બ્રાહ્મણત્વ પ્રાપ્ત કરી લેવા માટે તપશ્ચર્યા કરવા માટે તેણે હિમાલયના કંદરમા પ્રવેશ કર્યો

કેવળ બાહુબળથી આખા જગતમાં એકી કરી શકાશે એવું વિશ્વામિત્રનું કહેવું હતુ. તેની વ્યર્થતા તે હવે જોઇ શકયા.

*ક્ષત્રિયનું બળ બળ નથી— એ તુચ્છ છેઃ બ્રહ્મતેજનું બળ એ જ સાચું બળ છે.

# ખંડ ત્રીજો

## ૧

## તપશ્ચર્યા

વિશ્વામિત્ર કઈ બાજુ ગયા તે કોઈ જ જાણી શક્યું નહિ. ને સૈન્યના સાથે ન હતા એટલું માત્ર નક્કી હતું. મંત્રી રાજ્યનો કારભાર જોવા લાગ્યા. રાજા આજે પાછા ફરશે, કાલે આવશે એવી આશામાંને આશામાં દિવસ ગયા, મહિના વીત્યા અને વરસોનાં વરસો પસાર થઈ ગયાં. બ્રાહ્મણ અને ક્ષત્રિયની એકતા કરી, એકી કરવાનો વસિષ્ઠનો પ્રયાસ ચાલુ હતો જ; પણ તે પ્રયત્ન નિષ્ફળ થયો. કારણ વિશ્વામિત્રનું મંડળ તેનો દ્વેષ કરવા લાગ્યું.

આ તરફ વિશ્વામિત્ર જોઇએ તો ઘોર તપશ્ચર્યામાં નિમગ્ન થયા હતા. હું પોતે બ્રાહ્મણ થઇ બ્રાહ્મણ અને ક્ષત્રિયનું ઐક્ય કરીશ. અને એ રીતે એ બે મુખ્ય જાતિનો એકી કર્યા પછી આ સમુદ્રવલયાંકિત પૃથ્વીનું પ્રભુત્વ મેળવી એકછત્રી રાજ્ય નીચે સૌને આણી મૂકીશ, એ તેમનો મનોભાવ હતો. આ માટે જ તે હિમાલયના એક નિબિડ અરણ્યમાં ગયા, અને ત્યા દુર્ગમ સ્થાનમાં બેસી ઘોર તપશ્ચર્યા કરવા માંડી. પ્રથમ દિવસે એક જ કોળિયો ખાવો, બીજે દિવસે અર્ધો જ, ત્રીજે દિવસે એક જ દાણો, ચોથે દિવસે અધો દાણા પર જ જીવની તૃપ્તિ કરવી, તે પછી પાણીનું એક જ ટીપુ મોમાં નાખવું, બીજે દિવસે તે પણ નહિ, એ પ્રમાણે ક્રમે ક્રમે તેમણે આહાર તદ્દન છોડી દઇ તપશ્ચર્યાની શરૂઆત કરી. તેથી તેમનું શરીર ક્ષીણ થયું. ટાઢ, પવન, તડકો, વરસાદ એ સર્વ તેમણે દેહ ઉપર ઝીલ્યા તો પણ તેનું કાઇ તેમને લાગ્યું નહિ; આંખની પાંપણ સુદ્ધા હાલી નહિ. કેવળ ધ્યાન સિવાય બીજો વ્યવસાય નહોતો. આખ ઊંડી ગઇ; નાકનું પ્રત્યેક હાડકું સ્પષ્ટ દેખાવા લાગ્યુ; શરીરનું હાડપિંજર માત્ર બાકી રહ્યું; જટાનો ભાર વધતો વધતો જમીન પર લટકવા લાગ્યો; હાથપગના નખ વધતાં વધતાં ઝાડનાં મુળીયાની જેમ જમીનમા ઘુસ્યા; અંગ ઉપર કીડીઓએ પોતાનાં સામ્રાજ્ય સ્થાપ્યાં; તો પણ વિશ્વામિત્રનું ધ્યાન પૂરૂં થયું જ નહિ. વાઘ, શીયાળ વગેરે હિંસ્ત્ર પશુ સુદ્ધા સામે આવતાં તે ઉપદ્રવ ન કરતા મૂગાંમૂગા દૂર નીકળી જતાં. આવી ભયાનક અવસ્થામાં વિશ્વામિત્રને વિવિધ પ્રકારના સાક્ષાત્કાર થતા. કદિ કદિ આ સઘળું વિશ્વ લય પામી તેના પરમાણુ છૂટા છૂટા

થઇ ગયા છે, અને પોતે એકલા કેન્દ્રસ્થાને હોઇ, શરીર વધતું વધતું આખા વિશ્વને વ્યાપી લે છે; પોતાના તેજથી સર્વ પરમાણુ દગ્ધ થઇ, છેવટે પોતાનું શરીર પણ દગ્ધ થયું છે એમ તમને દેખાતું તે દારુણ અંતર્જ્વાલા પછી તેમની સમાધિ ઉતરે અને જુએ છે તો તદ્દન જુદો જ દેખાવ તેમની નજરે પડ્યો. સામે અત્યંત સ્વરૂપવાન યુવતીઓનાં ગાનતાન નજરે પડવા લાગ્યાં.* તેઓ વિશ્વામિત્રના ધ્યાનમાં ભંગાણ પાડવા પ્રયાસ કરતી માલમ પડતી હતી આ સવ વિશ્વામિત્રે નીહાળ્યું. અને તેમનો અંતર્દાહ કિંચિત્ શમ્યો. પછી તે ફરીથી ધ્યાનસ્થ થયા

હવે એક નવો જ ચમત્કાર સ્વપ્ન પ્રમાણે તેમને દેખાવા લાગ્યો. કોટિ કોટિ સૂર્ય ઉદય થયા છે; તેમના તેજથી આંખ અંજાઇ જાય છે અને ઉષ્ણતાથી શરીર દગ્ધ થઇ જાય છે; પોતે ત્યાંથી દૂર ભાગી જાય છે; જતા જતા બહુ દૂર ગયા પછી સૂર્યનું તેજ મંદ પડ્યુ ખરૂં પણ આ નવે ઠેકાણે લાખો ભયંકર સર્પો તેમને દંશ દે છે એવું વિશ્વામિત્રે જોયું; અને તે વિષની જ્વાલાથી તેમની સમાધિ ઉતરી સમાધિ ઉતરી આંખ ઉઘાડે છે તો એક ભયાનક દેખાવ તેમની દૃષ્ટિએ પડ્યો. વિવિધ પ્રકારનાં ભયંકર આકારના હિંસ્ર પશુઓ તેમની સામે ઉભાં હતાં. કોઇકની દાઢ ડુક્કરની દાઢ સમાન તીક્ષ્ણ હોઈ ગરદન ઉપર સિંહ સરખી યાળ છે અને પૂંછડાં કેટલાયે યોજન સુધી લાબાં છે, તો કોઇકનાં સ્વરૂપ પિશાચ જેવાં ભયંકર છે. કોઇની આખ માથા પર તો કોઇનુ અર્ધુંઅંગ કેવળ

* અહીં કેટલોક ભાગ શૃંગારિક હોવાથી મૂકી દીધો છે.

હાથ જ. કોઈ બે હાથ અને બે પગ લાંબા કરી ચારે દિશાએ ભક્ષની શોધ કરી રહ્યાં છે અને જે મળે તે ગળાની નીચે ઉતારી દે છે. કોઇના દાત ડુક્કરનાં શૂળસમાન તીક્ષ્ણ છે, અને કોઇના હાથી જેવા છે. કોઇનાં માથા પર્વતનાં શિખરો સમાન છે, કોઇનાં માત્ર માથા જ દેખાય છે અને તેમને હાથપગ છે કે નહિ તે જણાતું નહોતું. *કેટલાંક કાળા રંગના છે; કેટલાંક ભૂરાં અને કેટલાક પીળાં છે; આવા ભિન્ન ભિન્ન વર્ણના પશુઓના સ્વરૂપ ભયાનક દેખાય તેમાં આશ્ચર્ય પણ શું? તેમના મુખીના હુકમથી જ્યારે તેમના ટોળાઓ વિશ્વામિત્ર ઉપર તૂટી પડ્યા ત્યારે પહેલા તો તેમના હાંજા ગગડી ગયા તથાપિ કેવળ નેત્રકટાક્ષથી તેમણે તે પિશાચસેનાને હાંકી કાઢી. તે દોડાદોડમા કોઇકના હાથપગ ટૂટચા, કોઈ છૂંદાઇ મર્યાં, કોઇના માથાં ફૂટચાં; એકનું માથું બીજાના ધડ પર જઈ બેઠું અને વળી બીજાના પગ ત્રીજા જ કોઇના ધડને વળગી ગયા. આથી બધાં હાહાકાર કરવા લાગ્યા

આ પ્રકારે પિશાચસેનાનો નાશ થયા પછી તેનો નાયક વિશ્વામિત્રની કૃપા સંપાદન કરવા હસતો હસતો આગળ આવ્યો અને બોલ્યો, "વિશ્વામિત્ર! તુ ભારે પરાક્રમી છે એમાં શક નથી તેં ભુજબળ વડે જેમ આ પૃથ્વી પર દિગ્વિજય કર્યો છે, તેમજ તપોબળથી અમારી આ પિશાચસેનાનો યે તેં નાશ કરી નાંખ્યો છે. માટે તુ મારો પુત્ર થા. આ જે અખિલ વિશ્વ — બ્રહ્માંડ — તું જુએ છે તેમાંના સર્વ અસુર, પિશાચ, દૈત્ય, દાનવ, ઇત્યાદિકનો હું અધિપતિ છું. તે સઘળા મારે

* અહીં એક વાક્ય ન ગમવાથી મૂકી દીધું છે.

આધીન છે. મને પણ કોઇ ઉત્તરાધિકારી (વારસ) નથી માટે તું જ મારો ઉત્તરાધિકારી થા. તને એક ક્ષણમાં રાજ્યપદ પર બેસાડી હું વિલાસભોગમાં નિમગ્ન થઇશ. તું મારો પુત્ર થયો કે આ હિમાલયના શિખરપરથી દેખાતા અસંખ્ય ધન-સંપન્ન અને સમૃદ્ધ રાજ્યો તારા થશે. ચીન, જાપાન, મિસર પારસ્ય (ઇરાન) સર્વ દેશોનો સ્વામી તું થશે. જેટલી કાંઇ સોનાચાંદીની અને રત્નોની ખાણ ભૂગર્ભમાં છે, તેનું સ્વામિત્વ તને મળશે. મારી પ્રજા અસંખ્ય છે. તું મારો પુત્ર થશે એટલે આ સર્વ પ્રજાઓનો એકલો સ્વામી થશે. પછી તારે કોઇ પણ પ્રકારની ચિન્તા રાખવી નહિ પડે. તું આ મારા રાજ્યપર સ્થિર થતાં સુધી જોઇએ તો હું પોતે તારી પાસે રહી સર્વનો ઠીક ઠીક બંદોબસ્ત રાખીશ."

વિશ્વામિત્ર બોલ્યા, "એ બધુ ખરૂ, પણ મને બ્રહ્મત્વ આપવાનું સામર્થ્ય તમારી પાસે છે? એટલું નહિં તો નંદિની વિદ્યા, સરસ્વતી આપવાનુંયે સામર્થ્ય છે?"

"ના બાપું એટલું સામર્થ્ય તો નથી. પણ બ્રાહ્મણો સાથે વાદ કરવાનું સામર્થ્ય હું તારામાં લાવી શકીશ. નંદિનીને મારી નાંખવાનું સામર્થ્ય આપી શકીશ; વિદ્યાનો ઉચ્છેદ કરી શકીશ, સરસ્વતીને માત્ર તું કાંઇ કરી શકીશ નહિ."

"તો પછી તમારૂં મારે કાંઇ કામ નથી." એમ બોલી વિશ્વામિત્ર ફરી ધ્યાનમગ્ન થયા.

## ૨

# મંત્ર દર્શન

હવે એમની આંખો બીડાયલી ન હતી. શ્વાસનિરોધ, એકાગ્રચિત્ત, અને નિરાહારને યોગે આખ મીંચાતી જ ન હતી. આમ આખ જોકે ઉઘાડી રહેતી, તોપણ તેમની દૃષ્ટિ સર્વ પ્રકારે અંતર્વૃત્ત હોવાથી બાહ્ય જગતનુ જ્ઞાન તેમને જરાયે અડી શકતું ન હતું. તેમના કર્ણરંધ્રમાથી ઘંટીના ઘરઘર અવાજ જેવો કાંઇક ધ્વનિ નીકળવા લાગ્યો, અને નાકમાથી અગ્નીના તણખા બહાર પડવા માંડયા. આ ધ્વનિ નીકળવા માંડ્યો કે તરત જ રાશિચક્ર પણ તેમના મસ્તકની આસપાસ જમણી બાજુથી ડાબી બાજુ તરફ ભ્રમણ કરવા મંડયું. આકાશ-ગંગાનો પ્રવાહ પણ બદલાયો. જોતજોતામાં તેમના માથાનું તાળવું અંદરના અગ્નિની જવાળાથી ઉપર અંતરીક્ષમાં ઉડી જવા લાગ્યું. કાઇક ચમત્કારિક નાદ સઘળા વિશ્વમાં ઘૂમવા લાગ્યો. છેવટે બ્રહ્માંડનું કપાટ ભેદી તે બહાર નિકળી ગયો.

પછી બહારથી, અનવરત શતસહસ્ત્ર ગર્જના જેવો નીચેનો નાદ સંભળાવા લાગ્યો: ॐ भू र्भुवः स्वः तत्सवितुर्वरेण्यम् भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात्। ॐ।

વિશ્વામિત્રે તે ધ્વનિ સાંભળ્યો કે તરત જ તેમના માથાનું ઉડી ગયેલું તાળવું પાછું નીચે આવ્યું. એક ક્ષણુમાં તેમનું શરીર બલયુક્ત અને તેજ:પુંજ થયું. તેમણે મનમા વિચાર કર્યો કે, "બ્રાહ્મણત્વ પ્રાપ્ત ન થયું તો ભલે ન થયું; પણ મંત્ર દર્શનનો અધિકાર બ્રાહ્મણોએ પોતાની પાસે જ ફક્ત રાખેલો તેનો તો ભંગ થયો એ બહુ થયું." એટલું બોલી તે ફરી ધ્યાનમાં નિમગ્ન થયા.

## ૩

# બ્રહ્મર્ષિઓની સભા

વિશ્વામિત્રની તપશ્ચર્યાને લીધે બ્રહ્માંડમા જે ભારે ક્રાંતિ થઇ, તેના સમાચાર જોતજોતામા સર્વત્ર ફેલાઇ ગયા, અને વિશ્વામિત્રને બ્રાહ્મણ કરી લેવાના પ્રશ્ન સંબંધે વિચાર કરવાને બ્રહ્માએ બ્રહ્મર્ષિઓની સભા બોલાવી કણ્વ વસિષ્ઠ વગેરે બ્રહ્મર્ષિઓ અને નારદ આદિ દેવર્ષિઓ સભામા પધાર્યાં. આ સભા આકાશમાં થઇ, તેથી આજે સેંકડો સૂર્ય ઉગ્યા છે કે શું એવો લોકોને ભાસ થયો. આ સભાએ એક શૂદ્ર રાજાને બ્રાહ્મણ કરી લીધો. પાછળના પ્રકરણમા વિશ્વામિત્રને જે મંત્રનાં દર્શન થયાં એમ જણાવ્યુ છે, તે ગાયત્રી મંત્ર હતો, અને એ મંત્ર જપવાનો અધિકાર કેવળ બ્રાહ્મણોને જ છે એવું પણ આ સભામાં ઠરાવવામાં આવ્યુ. આ ગાયત્રીમંત્રનાં દર્શન વિશ્વામિત્રને થયાં તોપણ તેને બ્રાહ્મણ કરી લેવાની બ્રહ્માની સૂચનાને બ્રહ્મર્ષિ કે દેવર્ષિ એમાથી કોઇનું જ અનુમોદન મળ્યું નહિ. કોઇએ કહ્યું, 'વિશ્વામિત્ર પ્રતિસ્રષ્ટા થવા માગે છે. તેને બ્રાહ્મણત્વ અ[illegible] વિદ્યા પ્રાપ્ત થશે પછી તો કાંઇ કહેવાનું જ નહિ રહે; સૃ[illegible] અંત જ આવી જશે.' બીજા કેટલાકે કહ્યું, 'તેની મ[illegible] [illegible]ક્ષા ભારે જબરી છે. આજ તેને બ્રાહ્મણત્વ જોઇએ [illegible] [illegible]ક્ષ બ્રહ્મપદની જ માગણી નહિ કરે એની શી ખાત્ર[illegible] [illegible]વાં કામોમાં ઉત્તેજન આપવું ઠીક નથી.' છેવટે [illegible] [illegible]ને પોતાના પ્રતિનિધિ તરીકે મોકલવા એમ ઠરાવ્યું [illegible] [illegible]ત્વ બાદ કરી બાકી જે કાંઇ વિશ્વામિત્ર માગે તે આપ[illegible] [illegible]ર પણ તેમને આપવામા આવ્યો.

પછી સૂર્યકિરણના રથ ઉપર આરૂઢ થઈ, અને સૂર્યકિરણ કરતાયે વધારે પ્રભા ફેલાવતા બ્રહ્મા, વિશ્વામિત્ર બેઠા હતા તે ગુફામાં આવી લાગ્યા. તેમણે વિશ્વામિત્રને સમાધિમાંથી જાગ્રત કર્યા અને કહ્યું, 'હું બ્રહ્મા છું. તારી તપશ્ચર્યા જોઇ પ્રસન્ન થઈ વર આપવા આવ્યો છું. બોલ શો વર જોઇએ છે? આપવા જેવો હશે તો જરૂર આપીશ

વિશ્વા૦— મને બ્રાહ્મણત્વ જોઇએ છે, આપશો ?

બ્રહ્મા— ના.

વિશ્વા૦—તો પછી આવા બ્રહ્મા પાસેથી મારે વર નથી જોઇતો.

બ્રહ્મા જરા ખીશીયાણા (ભોઠા) પડ્યા. અને ફરી સૂર્યકિરણના રથ ઉપર વિરાજમાન થઇ તે બ્રહ્મર્ષિઓની સભામાં આવી પહોચ્યા. વિશ્વામિત્રને બ્રાહ્મણ કરી લેવા વિષે બ્રહ્માએ સભા આગળ દરખાસ્ત મૂકી, પણ તેને કોઇએ ટેકો ન આપ્યો. બધાએ વિચાર કરી એવું ઠરાવ્યુ કે, સૌએ સાથે જઇ બીજો કાંઇ વર માગવા વિશ્વામિત્રને સમજાવવા. વસિષ્ઠે તેમની સાથે જવાની પ્રથમ તો આનાકાની કરી પણ બ્રહ્મા વગેરેના વિશેષ આગ્રહથી જવાનું કબૂલ કર્યું. પછી એક એકથી તેજસ્વી એવા ઋષિઓનું આ મંડળ,—કોઇ સૂર્યકિરણના રથ ઉપર. તો કોઇ વાયુરૂપી અશ્વ ઉપર સવાર થઇ, તો કોઇ મનોજવે અને યોગબળે—એક ક્ષણમાં વિશ્વામિત્ર પાસે આવી પહોંચ્યું. બ્રહ્માએ ફરી એકવાર વિશ્વામિત્રની સમાધિમાં ભંગ પાડ્યો. વર આપવા આવેલા મંડળમાં વસિષ્ઠ છે એ જોઇ વિશ્વામિત્રને ક્રોધ ચઢ્યો; તોપણ તેમણે ઘણો કાળ મૌન રાખ્યું. પછી આવેલાં મંડળે બોલવાનો પ્રારંભ કર્યો. તેમાંના આગેવાનો બોલ્યા, "બ્રાહ્મણત્વ કાંઇ નાની સૂની વાત નથી. આપ

મોટા પુરુષ છો. આપની યોગ્યતા શી કહીએ? આપનું તેજ કેટલું અવર્ણનીય છે? આપ બ્રાહ્મણથી શ્રેષ્ઠ એવા મહાન તપસ્વી છો બ્રાહ્મણે પોતે આપના મંત્રોનું પઠણ કરવું અને જપ કરવો, એવો નિયમ ઘડ્યા પછી આપે બ્રાહ્મણત્વ સંપાદન કર્યા જેવું જ થયું. બ્રાહ્મણને અનેક કષ્ટ, અનેક વ્રતો અને નિયમધર્મોનું પાલન કરવાની પીડા લાગેલી છે આપ રાજા છો, આપને તે ઘણી કષ્ટદાયક લાગશે!"

વિશ્વા૦—જેણે આવી ઘોર તપશ્ચર્યા કરી તે હું શું બ્રાહ્મણના નિત્ય ધર્મો પાળી નહિ શકું?

મંડળ—નહિ પળાય એમ કોણ કહે છે? પણ જીવને આટલું કષ્ટ વહોરી લેવાનું પ્રયોજન શું? તે કરતાં આપ ઈન્દ્રપદ મેળવવાનો પ્રયાસ કરો તો શું ખોટું? ઇન્દ્રપદ એ જ આપને યોગ્ય છે. આપની તપશ્ચર્યાથી સંતુષ્ટ થઇ અમે આપને રાજર્ષિનું પદ આપીએ છીએ. બ્રહ્મર્ષિ અને દેવર્ષિ પછીનું રાજર્ષિ એ જ પદ ગણાય છે આપને ત્રીજી શ્રેણીના ઋષિ બનાવવામાં આવ્યા છે. હવે વળી બ્રાહ્મણત્વ મેળવી શું કરવું છે? રાજર્ષિપદને યોગ્ય એવાં આ ચિન્હો ધારણ કરો.

આ સંભાષણની ખુબી વિશ્વામિત્રના ધ્યાનમાં તરત આવી ગઇ. પોતાની તપશ્ચર્યાથી બ્રહ્મર્ષિ મંડળમા ભારે ખળભળાટ મચ્યો છે એમ એમણે પારખી લીધું, અને રાજર્ષિપદનાં ચિન્હો ફેંકી દઇ તે બોલ્યા, "હે બ્રહ્મર્ષિગણ! તમારી યુક્તિ સારી રીતે મારા ધ્યાનમા આવી ગઇ છે. ગોળ ગોળ બોલી બ્રહ્મર્ષિપદથી મને વંચિત કરવાનો તમે યત્ન કરો છો એ હું સમજી શકું છું. પણ હવે હું બ્રાહ્મણત્વ ચહાતો નથી. બ્રહ્મપદની પ્રાપ્તિની હવે મને જરૂર છે. આજથી તમારી ખુશામત કરવી

છૂટી અને તપશ્ચર્યાયે છૂટી. હવે હું નવી સૃષ્ટિ નિર્માણ કરીશ અને તેનો સ્રષ્ટા (બ્રહ્મા) થઇશ. મારી આ નવી સૃષ્ટિમાંથી દુઃખને હાંકી કાઢવામાં આવશે. બ્રાહ્મણોનોયે બહિષ્કાર કરવામાં આવશે. જોઉં છું હવે આ કામમાં મને અટકાવનાર કોણ છે ' "

વસિષ્ઠે બ્રહ્માને ધીરેથી અણસારો કર્યો ને કહ્યું કે, ' કેમ ? મેં કહ્યું તેમ થયું ને ? હજી બ્રાહ્મણત્વ પ્રાપ્ત થયું નથી તે પહેલાં જ જૂઓ કેટલી અકડાઇ છે ? ' ભેગા થયેલા ઋષિઓ વિશ્વામિત્રને નાના પ્રકારે સમજાવવા મંડી પડયા અને બોલ્યા ' આપ ધારશો તો નવું બ્રહ્માંડ નિર્માણ કરશો એમાં શી નવાઇ છે ? જેણે તપોબળથી બ્રહ્માંડ દ્વિખંડિત કર્યું તે નવું નિર્માણ કરે એમાં આશ્ચર્યકારક શું છે ? પણ અમે આપના બાંધવ છીએ. અમારી પણ બે હિતકારક વાતો સાંભળી લેશો તો સારૂં. આટલો બધો શ્રમ લેવાનું કારણ શું ? આપ આ લોકમાં અદ્વિતીય છો. બ્રાહ્મણ અને બ્રહ્મા એનાથીયે તમારી પદવી ઉંચી ગણાય. પછી નવી સૃષ્ટિ નિર્માણ કરવાનો શ્રમ આપ શા માટે ઉઠાવો છો ?

વિશ્વા૦— આ જગમાંથી બ્રાહ્મણકુલના જડમૂળ ખોદી કાઢો, પછી જ હું નવી સૃષ્ટિ નિર્માણ કરવાનું કામ બંધ કરીશ. બ્રાહ્મણો મારી આંખમાં શૂળ પ્રમાણે ખૂંચે છે.

વિશ્વામિત્રનું આ ભાષણ સાંભળી બ્રહ્માદિ મંડળ ક્રોધથી કંપાયમાન થઇ ત્વરાથી ઉઠી ગયું. વિશ્વામિત્રે પણ નવી સૃષ્ટિ નિર્માણ કરવાના હેતુથી બ્રહ્માંડના અવલોકનાર્થે ધવલગિરિના અત્યુચ્ચ શિખરો પર ચઢવા માંડયું.

# ખંડ ૪ થો

## ૧

## સામગ્રીની શોધમાં

શરદ ઋતુમાં આકાશ ભણી સહેજ નજર ફેંકતા અસંખ્ય તારાસમૂહોની વચમાં વચમાં થોડા ધુમસ જેવું અસ્પષ્ટ કાંઇક કદિ કદિ દેખાય છે. દુરબીનથી જોતાં તે થોડું વધારે સ્પષ્ટ સ્વરૂપમાં દૃષ્ટિએ પડે છે. આ વસ્તુ નવીન સૃષ્ટિ નિર્માણ કરવાની સામગ્રી હોય છે. પૃથ્વી કે ગ્રહમાળા નિર્માણ થયા પૂર્વે તેઓ આ સ્થિતિમાં હોય છે. નીહાર (ધુમસ) સરખું આ દેખાય છે માટે એને સંસ્કૃતમાં નીહારિકા (Nebula) કહે છે. જે દિવસે બ્રહ્મા અને બ્રહ્મર્ષિઓ સાથે વાદ કરી વિશ્વામિત્ર ધવલગિરિના ઊંચા શિખરો ભણી ચાલી નિકળ્યા, તે દિવસે પ્રથમ તેમની દૃષ્ટિએ આ સર્વ નીહારિકા પડી. એ જોતાં જ તે શૂન્યમાર્ગે ત્યાં દોડી ગયા. આગગાડીના વેગથી કહો, બાણુના વેગથી કે વિદ્યુલ્લતાના વેગથી કહો, રાજર્ષિ વિશ્વામિત્ર આકાશ માર્ગે ચાલવા લાગ્યા. એક ક્ષણુમાં લાખો માઇલ તે જતા હતા. તેમનો વર્ણ તપ્ત કાંચન સમો હતો અને તેમની પીળચટ રંગની જટા છૂટી ફરતી હોઇ સૂર્યપ્રકાશમાં ચમકતી હતી. પ્રખર સૂર્યતેજમાં ભર દિવસે આકાશમાંના આ ચમત્કાર જોઇ આ

અકાળે ઉલ્કાપાત થાય છે એમ પૃથ્વી પરના લોકોને લાગ્યું. રાત્રે વસિષ્ટ પોતાના આશ્રમમાં એકલા જ મંત્ર સાધનના ઉદ્યોગમાં હતા તેવામા એકાએક આકાશમાં ધૂમકેતુનો ઉદય થયેલો જોઇ, થોડા કાળમાં જ કાંઇ અનર્થપાત થશે એવી શકાથી તેમનું હૃદય કંપી ઉઠયું. જે હૃદય મોટાં યુદ્ધને પ્રસંગે અટળ અને બ્રહ્મર્ષિઓની સભામાં અક્ષુબ્ધ રહ્યું હતું તે જ હવે અકસ્માત ભયભીત બન્યું. વિશ્વામિત્ર પ્રથમ વાયુ પથ, પછી સ્થિરવાયુ પથ, પછી કારણવારિ પથ, એવા ક્રમથી જતાં જતાં મંગળ, બૃહસ્પતિ વગેરે ગ્રહોની કક્ષામાંથી પાર નીકળી બીજા એક સૌર જગતમાં જઇ પહોચ્યા. ત્યાના ગ્રહ અને ઉપગ્રહમાંથી ગયા પછી તે ત્રીજી સૂર્યમાળામાં આવ્યા. આ પ્રમાણે એક સૌર જગમાંથી બીજા. અને બીજામાંથી ત્રીજામાં જતાં જતાં નિર્વાત, નિઃસંજ્ઞ, નિસ્તબ્ધ, નિઃશબ્દ. અતકર્ય, કલ્પનાતીત અને શૂન્યમય અનંતમાં તે પહોચી ગયા. આ અનંત અનાદિ, ગાઢ, ગંભીર, અકૂલ, અતલ, અલંઘ્ય, અપાર, આકૃતિહીન અને ભયંકર સાગર સમુ હતું. ગ્રહ નક્ષત્રો વગેરે એટલા પાછળ પડી ગયા કે તે દેખાતાં તદ્દન બંધ થઇ ગયા. પ્રકાશ પણ ક્ષીણ થયો. વિશ્વામિત્રનું આ ઉડ્ડયન માનુષબળનું નહોતું, યોગબળનું હતું. તેથી કલ્પનાને પણ અગમ્ય એવા આ ભયાનક સ્થળથી તેમના મનમાં ભયનો સંચાર થયો નહિ. આ અગાધ અનંતમાં ખૂબ દૂર ગયા પછી વિશ્વામિત્રે મંદ મંદ પ્રકાશની મદદથી જોયું કે કોઇ એક અદૃશ્ય કેન્દ્રની, આસપાસ સર્વ બાજુએ અગાધ. અમર્યાદ, અસંખ્ય પરમાણુ એક સરખાં ફરે છે. જેના તરફ જવા તેઓ નીકળ્યા હતા તે જ આ નીહારિકા છે એમ જોઇ તેમણે તરત જ પોતાની ગતિ બંધ કીધી.

## ૨

# નવો પ્રકાશ

પછી વિશ્વામિત્રે યોગબળથી જાણ્યું કે અગાધ, અનંત અને શૂન્યાકાર આકાશમાં અસંખ્ય નીહારિકાઓ છે. તેને પણ પોતાના યોગબળથી તે ખેંચવા લાગ્યા તે વેળાએ કેટલાયે અસંખ્ય ગ્રહ અને નક્ષત્રો તે નીહારિકામાં ખેંચાઇ આવ્યાં હશે તે કોણ કહી શકે? અતિ મંદ પ્રકાશની મદદથી વિશ્વામિત્રે જોયું તો જાણે અતિ વિશાળ દેહવાળાં જળચર પ્રાણી તોફાનથી ભયભીત થઈ સ્ફટિક સમાન સ્વચ્છ એવા સરોવરનો આશ્રય લેવા માટે જતાં હોય, અથવા જાણે પ્રચંડ મેઘસમૂહ પરસ્પર વિરોધી દિશાએ વહેનારા વાયુના યોગે અફળાતાં અફળાતાં એકત્ર ગોળ થતો હોય, એમ તેમને જણાયું.

વિશ્વામિત્રને જોઈતી હતી તેટલી નીહારિકાઓ તેમણે ભેગી કર્યા પછી તેમણે યોગબળથી તેને ચક્રાકાર ગતિ દીધી. પ્રત્યેક નીહારિકા પોતપોતાના કેન્દ્રની આસપાસ ફરવા લાગી, અને સર્વ નીહારિકા એક ચોક્કસ મધ્યબિન્દુની આસપાસ ફરવા લાગી. આ ચક્રાકાર ગતિ ક્ષણે ક્ષણે વધતી વધતી એટલી વધી કે આ નીહારિકા એક નિમિષમાં કોટિ કોટિ, ખર્વ ખર્વ, પરાર્ધ પરાર્ધ ગાઉ ફરવા માંડી. તે જેમ જેમ વેગથી ફરતી તેમ તેમ તેના પરમાણુ પાસે આવી તેમને ઘનતા પ્રાપ્ત થતી. આ ઘનતા જેમ જેમ વધવા લાગી તેમ તેમ તેમની ઉષ્ણતા વધવા લાગી. ક્રમેક્રમે પરમાણુના મોટા મોટા રાશિઓ ચમકવા લાગ્યા. પરાર્ધો કોશને અંતરે રહેનારાં નક્ષત્રો ક્યાંએ લુપ્ત થઇ ગયાં. ગાઢ અંધકારને ભેદી, નવી પૃથ્વીપરના

અંધકારને દૂર કરી, અને ચિરઅન્ધકારમય એવી અનંત આકાશગુહાને પ્રકાશિત કરી અનંત દિશા વ્યાપનારી પ્રકાશ-પરંપરા એક એક પળમાં છ છ કોટિ કોશ અંતર કાપી કેમ જાણે વસિષ્ઠને નવી સૃષ્ટિની ખબર આપવાને જ વેગથી દોડતી ન હોય એમ જણાતું હતું.

આ નવા પ્રકાશથી અને નવી સૂર્યમાલાથી વિશ્વામિત્રને સંતોષ થયો, અને આ સૂર્યનો અગ્નિ કોટી કલ્પમાં પણ શાંત થનાર નથી એમ તેમને ભાસ્યું.

## ૩

# નવી સૃષ્ટિ

કેટલાક સમય પછી વિશ્વામિત્ર બોલ્યા, 'બુધ નિર્માણ થાઓ,' અને એમ કહેતાં જ તે ફરનારા જ્વલંત પ્રદાર્થમાથી એક ખંડ છૂટો પડી કટલેક દૂર જઈ પોતાની ધરીની આસપાસ ફરવા લાગ્યો. કેટલાક વખત પછી ઠંડા પડી તેણે બુધ ગ્રહનું રૂપ ધારણ કર્યું. વિશ્વામિત્રે જોયું કે બુધ ગ્રહ સારો બન્યો છે. પછી 'શુક્ર તૈયાર થાઓ' એમ બોલતાં જ તે તેજસ્વી પદાર્થરાશિમાંથી બીજો એક ખંડ બહાર નીકળી તે પણ પોતાની ધરીની આસપાસ ફરવા મંડયો. પછી પૃથ્વી નિર્માણ થાઓ કહેતાં જ વળી બીજો એક કકડો છૂટો પડી તેની પૃથ્વી બની. પછી ડુંગર, નદીઓ, બેટો, સમુદ્ર વગેરે ભેદ પડ્યા. પોતાની પૃથ્વી સાથે જૂની પૃથ્વીની તૂલના જ થનાર નથી એમ વિશ્વામિત્રને લાગ્યું. આ પ્રમાણે તે અગાધ પરમાણુના ઢગલામાંથી એકેક ગોળ નિર્માણ થતાં ત્રણ દિવસમાં ચંદ્ર, સૂર્ય, મંગળ, ગુરુ, ઉલ્કા, ધૂમકેતુ વગેરે આપણા સૂર્યમંડળમાંની સર્વ વસ્તુઓ વિશ્વામિત્રે નિર્માણ કરી દીધી. વિશ્વામિત્રની પૃથ્વી અને સૂર્ય એ આપણાં સૂર્ય અને પૃથ્વી કરતાં કરોડ ગણાં મોટાં હતાં. પૃથ્વી પરથી વિશ્વામિત્રની સૃષ્ટિ પ્રચંડ દેખાવા લાગી.

४

# નવી પૃથ્વી

તૃણ, વાયુ, જળ, પર્વત, નદી, વન, વૃક્ષ, બરફ વગેરે સર્વ વસ્તુઓ પૃથ્વી પર છે તેવી જ વિશ્વામિત્રની નવી સૃષ્ટિમા હતી નવી વસ્તુ એટલે એક જ — નારિયેળી — હતી. કારણ તે વેળાએ નારિયળ આ પૃથ્વી પર થતાં નહોતાં. આ નવી સૃષ્ટિમા હિંસ્ત્ર પશુઓ ન હતાં. ચિત્ર વિચિત્ર રંગથી યુક્ત એવી પાંખવાળા પક્ષી પ્રેક્ષકની દૃષ્ટિ અને મન બન્નેને મોહિત કરી મૂકતાં કેટલાંક મનને આનંદ આપનારાં વિચિત્ર પશુઓ પણ હતાં. તે બહુ મનોહર હતાં. સઘળા જ પુષ્પવૃક્ષો સુગંધી ફૂલથી યુક્ત હતાં. વૃક્ષનાં પાદડાં સુવાસિક, થડ સુવાસિક, ફલો સુવાસિક, બધું જ સુવાસિક અને મધુર હતું. જમીનપર ઉગનારૂં ઘાસ પણ અત્તર કરતાં અધિક સુવાસથી ભરેલું હતું આકાશમાથી વરસાદ પડે તે પણ ગુલાબજળનો પડતો. પ્રજળનારા ધૂપને લીધે વાયુ સુગંધિત થતો હતો.

ખાવાના પદાર્થો રાધવા પડતા નહિ. વન, જળ, વાયુ એ જ તે પૂરૂં પાડતાં, અને હજારો વર્ષો સુધી તેમણે તે વસ્તુઓ પૂરી પાડી હોત તો પણ ખેતીનું કામ કરવાની જરૂર પડી ન હોત. જો લોકસંખ્યા અમર્યાદિત રીતે વધતી જઇ અસંખ્ય થઇ હોત તો જ માત્ર અડચણ થાત. ઘરબાર, ઓઢવાનું, પાથરવાનું કશાની જરૂર ન હતી. ઉત્તમ, સુવાસિક, નરમ, કોમળ તૃણની શય્યા ખૂબ સુખકારક હતી. વરસાદમા આશ્રય માટે ડુંગર કોરીને સુંદર ગુફાઓ કરેલી હતી. બપોરના પ્રખર તડકામાં હેરાન ન થવાય માટે રસ્તા આચ્છાદેલા

હતા; અને તે ઉપર બરફ મુકવાની યોજના કરેલી હતી. આથી ઉઘાડાં મેદાનમાં ઉનાળાના તડકાથી કષ્ટ થતું ત્યારે રસ્તા પર આવતા શરીર ઠંડુ થતું. વિશ્વામિત્રને સૃષ્ટિસૌન્દર્યનો ભારે શોખ હતો, તેથી પહાડ ઉપર ચઢીને જવાની સગવડ પણ તેમણે કરી હતી. લોકો પર્વતના શિખરથી તે સમુદ્રના તળિયા સુધી સર્વ કાંઇ નીરખી શકે એટલા માટે નાના પ્રકારની ગોઠવણ કરવામાં આવી હતી

## ૫

# નવો મનુષ્ય

અને માણસો પણ નવાં નિર્માણ થયાં. વિશ્વામિત્રની સૃષ્ટિ તેમણે પોતાની ઇચ્છા પ્રમાણે કરી હતી. આ સૃષ્ટિમા સર્વ માણસો સુખી હતા, અને તેમની દુઃખભોગવિષયે પ્રવૃત્તી જ ન હતી. અતિ ઉચ્ચ બુદ્ધિના વિકાસને માટે અનેક માર્ગ રાખવામાં આવ્યા હતા. બ્રાહ્મણ બ્રહ્માના મુખમાથી ઉત્પન્ન થયા નથી એવી વિશ્વામિત્રની પાકી માન્યતા હતી. મનની ઉચ્ચતર વૃત્તિઓનો પરિપાક થવાથી બ્રાહ્મણને શ્રેષ્ઠત્વ પ્રાપ્ત થયું, પણ એક વખત તે મળ્યા પછી સ્વાર્થસાધન વિષે તેમની પ્રવૃત્તિ પ્રબળ બની અને તે નિર્લજ્જ બની ગયા, એવી તેમની માન્યતા હતી. તેથી સર્વને પોતપોતાની બુદ્ધિનો સરખો વિકાસ કરવાની તક મળે એટલા માટે વિશ્વામિત્રે ઠેકઠેકાણે વિદ્યાલયો અને પાઠશાળાઓ સ્થાપન કરી. ઉચ્ચ પ્રકારનું નીતિશિક્ષણ, રાજ્યશાસન પદ્ધતીનું શિક્ષણ અમુક જ લોકોએ આપવું એવો પ્રતિબંધ નહોતો; પરંતુ સર્વ પોતાના કામમાં પોતપોતાથી બનતું કરતા. યુક્તિગ્રાહ્યતા* એ જ ઉપાસ્ય તત્ત્વ હતું. તે સિવાય અન્ય કોઈ દેવ ન હતો. દરેક જણ રોજ આ દેવતાની ઉપાસના કરતું હતું.

સર્વ જગ પ્રેમમય હતું. બધાં માણસો સરખાં હતાં. એકાદ જણ એકાદ વિષયમા આગળ વધતા જ

---

*બુદ્ધિયુક્ત દલીલો અને પ્રમાણોથી સમજાય તે જ સ્વીકારવું તે. (Rationalism.)

તે પાછળ રહેલાને પોતાની બરોબરીમાં આણતો, અને ફરી સમાનભાવ સ્થાપન થતો. વિશ્વામિત્રની સૃષ્ટિમાના સર્વ માણસો સુંદર હતાં; કુરૂપતા એ ઘણું ખરૂં કરી દેખાતી જ નહિ પ્રત્યેકના મુખ ઉપર એવું મોહકપણું હતું કે એની દૃષ્ટિ મળતાં જ બેઉ મોહિત થતા. મેળાપ વખતે નમસ્કાર, સલામ, હસ્તસ્પર્શ વગેરે કરવાનો ચાલ તેમનામાં નહોતો. પણ તેઓ એકબીજાને જોરથી ભેટતા, અને ગાઢ આલિંગન દેતા. સઘળા જ ઉદ્યોગી અને ઉન્નતિને માર્ગે ત્વરાથી આગળ વધનારા હતા આ નવી સૃષ્ટિના લોક નવા પ્રાણથી કામ કરતા. કોઇ પર્વતશિખરે ચઢી, કોઈ સમુદ્ર તળિયે ડૂબકી મારી, તો કોઇ આકાશમાં ઉડી નવા શાસ્ત્રીય તત્ત્વોની શોધ કરતા. આ પ્રમાણે આત્મોન્નતિ, સમાજોન્નતિ, અને મનુષ્યોન્નતિના કાર્યમાં પ્રત્યેક જણ ગુંથાએલા હતા. સર્વે લોકો જિતેંદ્રય હતા, અને અપરાધોનું નામ પણ ન હતું.*

ગીત વાદન વગેરે લલિતકળામાં લોક નિપુણ હતા કોઇ સ્થળે ગાન, કોઇ સ્થળે વાદ્ય, કોઇ સ્થળે નાટક, કોઈ સ્થળે નાચ, એવું ઠેકઠેકાણે ચાલતું. રોજ નવા ઉત્સવ થતા. રાજા, સેનાપતિ કોઇ અધિકારીનો જરાયે ભય ન હતો. દરેક વાત સર્વની અનુમતિથી થતી હતી. સૃષ્ટિશાસ્ત્રના ગૂઢ તત્ત્વોની શોધ કરવી અને પરસ્પર આનંદ દેવો એ બે જ વિશ્વામિત્રની સૃષ્ટિ પરનાં નિત્ય કર્મો હતાં.

* આ પછીનો એક ફકરો છોડી દીધો છે; અને તેમાંનું જિતેન્દ્રિયત્ત્વ અને નિરપરાધિત્ત્વને લગતુ એક વાકય ઉપર દાખલ કર્યું છે.

ઉલ્લાસ! ઉલ્લાસ! ઉલ્લાસ! — મનનો ઉલ્લાસ હોય છે તો પૃથ્વીપરના લોક આનંદથી નાચવા મંડી પડે છે. મનુષ્યમાં જે કારણોથી બગાડ થાય છે તે કારણો વિશ્વામિત્રે કાળજીપૂર્વક દૂર કર્યાં હતાં. કીર્તિતૃષ્ણા, ધનતૃષ્ણા, અધિકારતૃષ્ણા એ અહીં હતાં જ નહિ. કેવળ આનંદ જ હતો. આજે અમે તમારા આનંદમાં ભળીએ, કાલે તમે અમારા આનંદમાં ભળો, એમ ચાલતું. વિશ્વામિત્રની સૃષ્ટિમાં મનુષ્યને મરણ એ શું છે એની ખબર જ ન હતી. તે એક પૃથ્વી છોડી બીજી પર જતા અને સાત આઠ ફેરા ફરી પાછા અહીં આવતા. જન્મ બે પ્રકારના હતા. એક નૂતન જન્મ અને બીજો પુનરાવર્તન જન્મ. નૂતન જન્મ ઘણા થોડા થતા. બાકીના પુનરાવર્તન જન્મ થતા. વિશ્વામિત્રની સૃષ્ટિ ઘણો જ થોડો કાળ ટકી તેમા નૂતન જન્મ અધિક થાત તો શું સ્થિતિ થાત એ કોણ કહી શકે?

૬

# કાવ્યોદય

આ તરફ વાલ્મીકિ અરણ્યમાં આક્રોશ કરતા ફરતા હતા. તેમના તે આક્રોશને નીરાંત નહોતી, તેમ તેમના અંતર્દાહનેયે નીરાંત નહોતી. 'હાય! હાય' મેં કેટલા અગણિત પાપો કરેલાં છે! તેનું ક્ષાલન હવે હું કેવી રીતે કરૂં? આ વિચાર મનમાં આવતાં તેમનું ચિત્ત બાવરૂં બનતું; તેમના જીવને બેચેની થતી. વિશ્રાંતીનું — શાન્તિનું — નામ ન મળે. હવે પૂર્વના સાથીદાર લૂંટારૂઓના દર્શન કરવાની પણ તેમને ઇચ્છા નહોતી. તે એમને ખૂબ શોધતા પણ એમનો મેળાપ થયો નહિ. મનુષ્યપ્રાણીને જોતાં એમના હૃદયમાંની જ્વાળા ભડકી ઉઠતી. અરણ્યનાં પશુપક્ષીની સંગતમાં તે રહેતા અને તે પણ તેમના દુઃખના ભાગીદાર થતાં. તે કેટલાંકને ખાવાનું નાંખતા; કેટલાકને પ્રેમથી પંપાળતા, કેટલાકને સ્વચ્છ પાણીથી નવડાવતા ધોવડાવતા, અને આમ કાળ ગાળતા હતા.

એક દિવસ ક્રૌંચ પક્ષીનું એક જોડકું આનંદથી વિહાર કરતું હતું. બેઉ પક્ષી ક્ષણમા એક બીજાના શરીર પર પડતાં તો ક્ષણમાં દૂર ભાગતાં; એકબીજાને ચાચ મારતાં ફરી પ્રેમથી પંપાળતાં હતાં. એક ઉલટતું અને બીજાના અંગ ઉપર પડતું; તે વળી ઉલટી તેના શરીર ઉપર શરીર નાંખતું; પછી ભરરર શબ્દ કરી ઝાડની એક ડાળી પરથી બીજી ઉપર ઉડી જતું; આમ તેમનું ચાલતું હતું. વાલ્મીકિ એકી ટશે તે ક્રીડા જોઇ રહ્યા હતા. તે જોઈ તે મનમા બોલ્યા, "આ પક્ષી મારા કરતાં કેટલાંયે સુખી છે! હું આમની જેમ આનંદમાં જ

ગરક થઇ ભ્રમણ શા સારૂ કરતો નથી? મનેયે સોબતી છે." આગળના વિચાર બંધ પડી જતા, અને પાછી પહેલી વાત મનમાં આવી અન્તઃકરણ વ્યાકૂળ થતું.

તેમના મનમા આવા તરંગ ચાલી રહ્યા છે તે જ ક્ષણે એક મર્મવેધી બાણ વાગીને તેમાંનુ એક પક્ષી નીચે પડ્યું, અને તરફડવા લાગ્યુ તે સાથે જ એક પારધિએ આગળ આવી તેને પકડ્યુ. તેને જોતાં જ વાલ્મીકિ બોલ્યા, 'હે દુરાત્મન'

* मा निषाद प्रतिष्ठां त्वमगमः शाश्वतीः समाः ।
यत्क्रौचमिथुनादेकमवधीः काममोहितम् ॥

આ શબ્દો વાલ્મીકિના મોઢામાંથી નીકળતાંની સાથે જ પાસેના જલપ્રવાહના મધ્યભાગમાથી એક દેવી પોતાની દિવ્ય કાન્તિથી તે અરણ્યના માર્ગને પ્રકાશિત કરતી બહાર આવી. તેનું સૌંદર્ય અપ્સરાને લજાવે એવું, ચાદની કરતાયે સ્નિગ્ધ અને સૌમ્ય તથા ચિત્તને મોહિત કરનારૂં હતું. તે સુંદર દેવીના અકસ્માત દર્શન થતાં જ સઘળાં આશ્ચર્યથી સ્તબ્ધ થયા. તે વ્યાધ પક્ષીને ઉંચકવાને હાથ લાંબો કરી તેમનો તેમ જ સ્થિર રહી ગયો. પશુ, પક્ષી બધાં જ એકદમ નિઃશબ્દ બન્યાં. તે દેવી વાલ્મીકિની સામે આવી ઉભી રહી. વાલ્મીકિના મોમાંથી શબ્દ નીકળી શક્યો નહિ. દેવીએ પણ તેને બોલવાનો અવસર મળવા દીધો નહિ. તે બોલી, 'વાલ્મીકિ, આમ આશ્ચર્યચકિત થઇશ માં. હું સરસ્વતી, બ્રાહ્મણની કુલદેવતા છું. પરંતુ બ્રાહ્મણોમાં કોઇનુંયે હૃદય તારા જેટલું કોમલ મેં જોયું નથી.

* હે પારધિ, પરસ્પર પ્રેમવાળાં ક્રૌંચના જોડકામાંથી એકને તે મારી નાંખ્યું માટે તું લાંબા કાળ સુધી જીવીશ નહિ.

તેથી હું આ વીણા તને આપવા માટે આવી છુ. આ વાદ્ય તારા અને તારા સરખા લોકોના હાથમા સદા રહેશે. બીજાના કલ્યાણ માટે જ આનો ઉપયોગ કરવાનું વ્રત તમારે સ્વીકારવું જોઇશે.'

આ તેના શબ્દો વાલ્મીકિએ શિરસામાન્ય કર્યા, અને તેના ચરણમાં લોટી પડ્યા. તે વીણા તેમના હાથમા રહી, અને સરસ્વતી અંતર્ધાન થયાં.

## ખંડ ૫

## ૧

## જૂની સૃષ્ટિ

વિશ્વામિત્ર નવી સૃષ્ટિ નિર્માણ કરવા સારૂ આ પૃથ્વીતલ પરથી ગયા તે પછી પાછળ આ જૂની સૃષ્ટિમાં શું શું બન્યું, તેની કલ્પના કોઇ પણ સહેજે કરી શકશે. આખી પૃથ્વી ઉપર અવ્યવસ્થા, અરાજકતા, લૂંટફાટ, રક્તપાત વગેરે ચાલુ થયાં. ઇતિહાસમાં ધમાધમીના અને અરાજકતાના અનેક પ્રસંગો આપણે વાચીએ છીએ. યવનરાજ્યના નાશથી તે અંગ્રેજના રાજ્યની સ્થાપના સુધીમાં આ ભરતખંડમાં જેવી ભારે ક્રાંતિઓ થઈ ગઇ તેવી પૃથ્વી પર બીજે કોઇ પણ સ્થળે થઇ હશે કે નહિ તે વિષે શંકા છે. પણ નવી સૃષ્ટિ ઉત્પન્ન કરવામાં મચી રહેલા વિશ્વામિત્રના પ્રયાણ પછી જે ક્રાંતિ થઇ તેના સોમા ભાગની આજની ક્રાંતિ નહિ હોય.

સ્થૂલ દૃષ્ટિએ જોતા તે વેળાએ, બ્રાહ્મણ, ક્ષત્રિય, રાક્ષસ અને વાનર એ ચાર મુખ્ય જાતો હતી. યવન, મ્લેચ્છ, હૂણ વિગેરે લોકોના રાજ્યો વિશ્વામિત્રે છિન્નભિન્ન કરી નાંખેલા હતાં; તેમના ઘણા રાજાઓ સમરાંગણમાં ઠાર થયા હતા; ઘણાકે તો નાસી જઈ વસિષ્ઠનો આશ્રય લીધો હતો; કેટલાક ક્યાં ગયા તેનો પત્તો ન હતો; તેમનાં રાજ્યો છિન્નભિન્ન થઈ ગયાં હતાં. લૂંટારા ઠગ વિગેરે લોકો ધોળે દિવસે લોકોને લૂંટતા, મારતા, ગામને આગ લગાડતા, કે પાક કાપી નાંખતા હતા. અને આવે વખતે વાલ્મીકિએ લૂંટારૂઓનું નાયકપણું છોડયું. પણ તેથી તેમનો દોર પૂરો થયો એમ માનવાનું નથી. તેમણે ગૂહક નામના ચાડાંળને પોતાનો નાયક કરી આખા હિંદુસ્થાનમાં લૂંટ આરંભી. આજ જમ્નોત્રીમાં, તો કાલે પ્રયાગ તરફ, પરમ દિવસે શતદ્રુના સંગમપર, અને પેલે દિવસે સરયૂતીરે એમ એમની લૂટો ચાલુ જ હતી. આ ચોરોના ટોળાં તરફ જોતાં કળિયુગના પ્રારંભમાં થનારી એકાકારની વેળા આવી પહોચી કે શું એમ લાગતું. મ્લેચ્છ, યવન, રાક્ષસ, વાનર, બ્રાહ્મણ, ક્ષત્રિય સર્વનું એક જ જગાએ ખાવુંપીવું, એક જ જગાએ સૂવું એક જ ધંધો, એક જ સુખ અને એક સરખો જ ઠાઠમાઠ જણાતો હતો. નરહત્યા અને લૂંટફાટ એ સર્વનો ધંધો થઈ પડ્યો હતો. દેવોને સુદ્ધાં આ મંડળ ભારે પડયું હતું. આવા અરાજક કાળમાં એકાદ રાજ્ય પ્રબળ હોત, કે એકાદ જાતિનું પ્રધાનપણું હોત તો બહુ સારૂં થયું હોત. પણ તેમ નહોતું. સર્વ રાજ્યોમાં ભંગાણ અને સર્વ જાતિઓમાં એકી હતી. એકી કયાંય ન હતી. અને જેના હાથમાં રાજ્યનો અધિકાર રહેતો તે બહુ જ અત્યાચારી અને જુલમી હતા. તેમના

જુલમ કરતાં લૂંટારાઓનો અત્યાચાર હજાર ગણો સારો લાગતો. કારણ લૂંટારૂ તો એકાદનો એકદમ જીવ લેતા, પણ આ તો હાલહવાલ કરીને મારતા. આ વેળાએ રાવણ એ એક મહાન પરાક્રમી રાજા હતો. પરસ્ત્રી અને પરધનનું હરણ, પરપીડા અને કેવળ પોતાના શોખ માટે બીજાને ઘોર યાતના કરવી એમાં જ તેને ભારે આનંદ થતો. તેના દેશમાં તેના વિરુદ્ધ પક્ષમાં તેનો ભાઈ વિભીષણ હતો. રાવણે વિભીષણને કારાગૃહમાં રાખ્યો હતો, અને તેના જ પક્ષમાના એક મુખ્ય પ્રધાનનાં નાક અને કાન કપાવ્યાં હતાં. વાનરોના રાજ્યમાના સુગ્રીવની સાથે વિભીષણ મૈત્રી બાધશે એવો સંભવ જણાયાથી રાવણે દંડકારણ્યમાં તેની સાથે લડવા માટે ખર અને દૂષણ નામના પોતાના બે ક્રૂર અને અવિચારી સેનાપતિ રવાના કર્યા હતા.

વાનરના રાજ્યમાં વાલીએ પોતાથી વિરુદ્ધ પક્ષના લોકોને દેશનિકાલ કર્યા હતા, અને પોતાની ભોજાઇનું હરણ કર્યું હતું. લોકોને હદપાર કરવાથી ભરેલાં ઘરો સૂના થયાં હતાં. જેને આપણે દંડકારણ્ય કહીએ છીએ તે એક કાળે અતિશય જાહોજલાલીએ પહોચેલું રાજ્ય હતું; પણ વાલીના અત્યાચારથી તે નિર્જન અરણ્ય થઇ ત્યા સિંહ વ્યાઘ્રાદિ હિંસ્ર પશુઓ વાસ કરવા લાગ્યાં હતાં.

બ્રાહ્મણોમા યે બે પક્ષ હતા. બે જ શું દરેકનો સ્વતંત્ર પક્ષ હતો. એકના આગેવાન પરશુરામ હતા. ક્ષત્રિયના નામનો પણ ઉચ્છેદ કરી નાંખવાનો તેનો દૃઢ સંકલ્પ હતો. તેને કોઇ સાથે બનતું નહોતું. તે સમુદ્રતીરે જગા નિર્માણ કરી ત્યાં રહેતા હતા. તેની સલાહ પ્રમાણે ચાલવાને બ્રાહ્મણો

નાકબૂલ થવાથી ક્ષત્રિયો ફરી પ્રબળ થયા હતા. તેથી બંનેનો ઉચ્છેદ થાય એવી તેની ઇચ્છા હતી. તે એકલા હજાર જણને ભારી હતા. તે બ્રાહ્મણોના નિત્યનૈમિત્તિક કર્મમાં કદી સામેલ થતા નહિ તેના જેવા ક્ષત્રિયોનો નાશ કરવાની ઇચ્છાવાળા જે કેટલાક હતા તે તેમની ઇચ્છા પ્રમાણે વર્તતા. બ્રાહ્મણોનો બીજો પણ એક વર્ગ હતો. તેના નેતા વસિષ્ઠ હતા. તેમનો પોતાના પક્ષ પર કાંઇક અધિકાર ચાલતો; પણ સર્વ બાબતમા તેમનું પ્રભુત્વ ચાલતું નહોતું.

ક્ષત્રિયોમાંયે એક વર્ગ એવો હતો કે જે વસિષ્ઠ સંબંધે ઋણબુદ્ધિ રહેતો. અર્થાત્ બ્રાહ્મણ અને ક્ષત્રિયની વચ્ચે એકતા કરવાનો આ વર્ગ અનેક પ્રકારે યત્ન કરતો. આ વર્ગમાં અયોધ્યા અને મિથિલાના રાજાઓ મુખ્ય હતા. બીજો એક ક્ષત્રિયોનો પક્ષ હતો. પરશુરામ જેમ ક્ષત્રિયકુળને તીલાંજલિ આપવા હંમેશ ઉભે પગે હતા, તેમ આ વર્ગ પણ બ્રાહ્મણોનો નાશ કરવા સદા તત્પર રહેતો. વિશ્વામિત્રનું કુલ આ વર્ગમા અગ્રગણ્ય હતું. વસિષ્ઠના અનુયાયીઓને બાદ કરતા બાકીના આ સઘળા લોક પરસ્પરનું અનિષ્ટ કરવાને પોતાના પ્રાણની આહુતિ આપવાને પણ તૈયાર થતા. વિશ્વામિત્રના પ્રધાનો બ્રાહ્મણોના યજ્ઞયાગનો ધ્વંસ કરવા સારૂ ખર દૂષણ જેવા રાક્ષસોને બોલાવવામાં પણ પાછળ પડતા નહિ. પ્રતિપક્ષના નાશાર્થે દસ્યુ (ચોર) અને લૂટારૂ વગેરેની મદદ લેવામાં કોઇ જ અચકાતું નહોતું. ક્ષુદ્ર કારણથી ઉપજેલા કલહને પરિણામે દેશના દેશ ઉજ્જડ થઇ પડતા. વધારે દાખલાઓ આપવાની જરૂર નથી. એક વખત વિશ્વામિત્રની રાજધાની કાન્યકુબ્જમાં બ્રાહ્મણોને પકડી પ્રધાન સામે ઉભા કર્યા. તે પ્રધાને તેમને ચાબખાથી અને

નેતરથી ખૂબ મરાવ્યા, તેમનાં નાક કાન કપાવ્યાં અને તેમના કાનમાં સીસાંનો રસ રેડાવ્યો. પછી તેણે કેટલાક કુતરા મંગાવી આ બ્રાહ્મણોની સાથે એક જ પાંજરામાં પુરાવ્યા. ત્યાં તેમને દારૂણ યાતના થવા લાગી ત્યારે તે બ્રાહ્મણોએ ભારદ્વાજ મુનિને ઉંચે સાદે પોકાર્યા. ભારદ્વાજ મુનિ પાસે જ પોતાના શિષ્યો સાથે આશ્રમમાં રહેતા હતા. અરણ્યના એક વિસ્તૃત પ્રદેશ પર તેમની એકલાની જ સત્તા હતી. તે પરશુરામના પક્ષનાયે ન હતા કે વસિષ્ઠના પક્ષનાયે ન હતા. બ્રાહ્મણે કલહથી મુક્ત રહેવું જોઇએ એવું કહેનારા મતના તે હતા. તે કોઇના પુરોહિત થતા નહિ, અને કોઇ સાથે વાંકુંયે પડતા નહિ. તેથી તે સઘળાને જ પ્રિય હતા. તે બ્રાહ્મણને મુખે ભારદ્વાજનુ નામ સાંભળી પ્રધાનને શંકા આવી કે આ ભારદ્વાજના ગુપ્ત જાસુસ હશે. આથી તેણે તેમની ખૂબ હેરાનગતી કરી છેવટે તેમનો જીવ લીધો, અને પછી તોફાનીઆની દસ બાર ટોળીઓ ભેગી કરી બીજે દિવસે તેમની પાસે ભારદ્વાજ મુનિના આશ્રમને આગ લગડાવી દીધી. ભારદ્વાજ અને તેમના શિષ્ય કેવળ યોગબળથી જ તે દિવસે બચ્યા. પણ તે રાનમાંના અસંખ્ય જળચર અને સ્થળચર પ્રાણીએ પ્રાણ મૂકવાથી તે આખું રાન એક દિવસમાં ઉજ્જડ પડ્યું.

૨

# પૃથ્વી પર શાન્તિ

આ તરફ વાલ્મીકિ સરસ્વતી દેવી પાસેથી વીણા અને કાવ્યાભિરુચિ પ્રાપ્ત થયા પછી હિમાલયનો ત્યાગ કરી મનુષ્યની વસ્તીમાં આવ્યા. આ ઠેકાણે મનુષ્યસમાજની શોચનીય સ્થિતિ જોઇ તેમનું અંતઃકરણ પાણી પાણી થઇ ગયું, અને વિહ્વલ થઇ તે શોક કરવા લાગ્યા. મનુષ્યની દુખઃમય સ્થિતિ ભણી જોઇ પ્રથમ તેમના જ નેત્રમાથી અશ્રુધારા વહેવા માંડી હશે. કારણ પરદુઃખે દુઃખી થનારા કેટલાક હોય ? આવી અશ્રુધારા અમુલ્ય હોય છે. કારણ આવું એક એક અશ્રુબિંદુ સો સો અત્યાચારોનો નાશ કરવાને સમર્થ હોય છે. આવી રીતે આક્રોશ કરતા અને ગાતા વાલ્મીકિએ આખા હિંદુસ્થાનમાં પર્યટન કર્યું. દુઃખનિવારણનો માર્ગ જડે નહિ, અને તેમનાથી દુઃખ પણ સહન થાય નહિ. એક દિવસ એક નદી તીરે તે બેઠેલા હતા; હાથ વડે વીણા વગાડવાનું ચાલી રહયું હતું; આખમાથી અશ્રુનું પૂર વહી તે નદીના પ્રવાહમાં ભળી જતું હતું; એવામા કેટલેક દૂરથી એક ભયાનક શબ્દ તેમને કાને અથડાયો. પ્રથમ લૂંટારૂઓના અવાજ જેવો તે ભાસ્યો, પણ પાછળથી તે કોઇનો આર્તસ્વર હોય એમ લાગ્યું. વાલ્મીકિથી રહેવાયું નહિ અને તેઓ તે અવાજની દિશાએ જવા લાગ્યા. કેટલેક અંતરે ગયા પછી તેમને જણાયું કે એક મોટા નગરમાં દરોડાખોરો લૂંટ કરી રહયા છે. વાલ્મીકિ જેમના તેમ હાથમાંની વીણા સાથે જ દોડી ગયા અને તે ધાડપાડુઓના નાયકનો હાથ પકડી વિનવવા લાગ્યા કે, "બાપુ! આ કામ છોડી દે."

બીજાને માટેની વ્યાકૂળતાનું પરિણામ તત્કાળ થાય છે. તમે પોતાને માટે કેટલાયે ટળવળો તો પણ તમારાં દુઃખ તરફ કોઇ પાછું વળી નહિ જુએ. પણ એ જ આંસુ બીજાને માટે તમે ઢાળો એટલે આંસુ ઢાળનારા બીજા કેટલાયે તમને મળી રહેશે. તમારા આ આક્રોશમા ગંભીરતા અને સહૃદયતા હશે તો આનાથીયે તીવ્ર પરિણામ જણાશે. વાલ્મીકિનું તે રુદન, ગાયન અને એકંદર વૃત્તિ જોઈ તે નાયક થોડો કાળ વિરમ્યો અને આ વાલ્મીકિ છે એમ તેણે તરત ઓળખી લીધું હવે તે શાંત રહી શક્યો નહિ. 'લૂંટ બંધ કરો' એવો હુકમ તેણે પોતાના સોબતીઓને આપ્યો. તેની ટોળીમાના લોક એકદમ થંભ્યા. પણ મલેચ્છ, યવન. વાનર અને રાક્ષસો પણ તે દરોડાખોરોમાં હતા તેને કેમ રોકાય? નાયક પોતે તેમને મનાઇ કરવા ગયો. પણ તેણે જોયું તો રાક્ષસોએ રાજકુટુંબના સર્વ માણસોને ખાઇ નાંખ્યા હતા. નાયકે હજી પણ બસ કરો એવી પ્રાર્થના કરી; પણ તે રાક્ષસો કેવળ નરમાંસ ભક્ષણ કરી તૃપ્ત થયા નહિ. મદ્યપ્રાશન અને લૂંટમા મળેલા ધનને લીધે તેમને ઉન્માદ ચઢયો હતો. તે શાના તેનું સાભળે? તે અધિક અધિક ઉપદ્રવ કરવા લાગ્યા. છેવટે તે નાયકે બળ બરીથી તેમને નગર બહાર હાકી કાઢયા. બહાર ગયા પછી પણ તે શાંત બેઠા નહિ. તેમણે વાનર અને મલેચ્છની સહાય લઇ, તે નાયકના શિબિર ઉપર એવો ભારે હલ્લો કર્યો કે તેને પોતાના શિબિરમાં જવું ભારે થઇ પડયું. ત્યાં જઇ જુએ છે તો જુદા જ ચમત્કાર તેની નજરે પડયા

વાલ્મીકિ હાથમા વીણા લઈ 'ભાઇ, ભાઈ, અમે સર્વે ભાઇ' એ ગીત ગાય છે; સઘળા દરોડાખોરો— હજારો યોદ્ધા

આંખમાંથી ખળખળ આંસુ પાડી નિઃશબ્દ થઇ રહે છે; જેનો વ્યવસાય અને જીવનોપાય નરહત્યા હતો તે સર્વ શસ્ત્રાસ્ત્રો નાંખી રડતા બેઠા છે. રાક્ષસ, યવન, મ્લેચ્છ વગેરેના ટોળાંઓ તેમને ઘેરી લઇ બેઠેલા છે, તોપણ ત્યાં તે ડોકિયુંયે કરતા નથી. રાક્ષસોનો હલ્લો જેટલો વધારે જોરથી થાય છે તેટલો ઊંચો સાદ વાલ્મીકિના કંઠમાંથી નીકળે છે; અને માનવજાતિ વિષેની ઉંડી દયા અને હૃદયની લાગણી એ ગાયનોમાં અધિકાધિક વ્યક્ત થતી જાય છે; ધીરે ધીરે રાક્ષસો પણ તે ગાયનથી મોહિત થતા હતા; આવું દૃશ્ય તે સ્થળે ચાલી રહ્યું હતું. પૂર્વે ઋભુનું ગાયન સાંભળી વાલ્મીકિના મનની જે સ્થિતિ થઈ હતી, તે જ આજે દરોડાખોરોની થઇ. મ્લેચ્છ, રાક્ષસ, યવન, વાનર બધા જ મોહિત થયા. સર્વના અંતઃકરણમાં દયાનું ઝરણું ફૂટયું. જાણે એ ગાન કેમ તેમને કહેતું હોય કે, "બાધવો! આ કામ છોડી દો. થયું એટલું બસ થયું. હવે એ કેમ આગળ કરશો મા! તમે જ આવા કૃત્યના ભોગ થઈ પડયા હોત તો તમને કેવું લાગત, તેનો વિચાર કરો. સર્વ માણસો શું તમારા જેવા જ રક્તમાંસના બનેલા નથી? તમને જરા જેટલું વાગે છે તો કેટલી વેદના થાય છે? થોડી વેદના થતાં જ તમે કેવા ટળવળો છો? તે જ તમે બીજાના મસ્તક ઉપર તરવારનો ઘા કરશો? તમે જેને મારો છો તેના મનની કેવી સ્થિતિ થાય છે, તેની કલ્પના મનમાં આણો. બીજાનાં બાળબચ્ચાંની ડોક મરડતાં તમારા હૃદયમાં વેદના થતી નથી; પણ તમારા પોતાનાં બાળબચ્ચાં આવી રીતે જુઓ તો તમને કેવું લાગે તેનો વિચાર કરો."

આ સાંભળતા જ શ્રોતાઓ દંડવત્ કરતા લાંબા પડયા,

અને આર્તસ્વરે બોલ્યા, "ગુરો! અમારાં રક્ષણનો કાંઇ ઉપાય બતાવો."

ગાયન ચાલુ જ હતું. તે ગાયનનો અર્થ આવો હતોઃ

"બાપુ! સર્વને ભાઇ જેવા સમજો આપણે સૌ ભાઇ છીએ. કોઇ પારકું નથી. આપણે સર્વ મનુષ્યપ્રાણી સરખાં છીએ. શિયાળામા તમને ઠંડી વાય છે તેવી સર્વને વાય છે. ઉનાળામાં તમને ગરમી થાય છે તેવી સર્વને થય છે; અને વરસાદ તમને ભીંજાવે છે છે તેવો જ સૌને ભીજાવે છે. તમારામાં અને બીજા મનુષ્યોમા ફરક શો છે? માટે સૌ એક થાઓ. સર્વની એકતાનતા થવા દ્યો? હું તમારો તેવા તમે મારા. એક જ ઘાસ તમને મને અને બીજાને શય્યા કરી આપે છે એક જ પૃથ્વી સૌને રહેવાને જગા આપે છે; એક જ સૂર્ય સૌને પ્રકાશ આપે છે, એક જ ચંદ્ર સૌના અંતરાત્માને શીતલ કરે છે; પછી ભિન્નતા તે કયા રહી?" આ અને એવી બીજી કેટલીયે વસ્તુઓ તે ગાયનમા હતી. કેટલાયે કાળ સુધી તે ગાયન ચાલુ હતું અને વાલ્મીકિના તે પ્રાસાદિક ગાયનમાં કેટલો ઉદાત્ત અર્થ રહ્યો હતો તે આ ક્ષુદ્ર લેખકથી કેમ કહેવાય?

આ ગાયનનું પરિણામ એવું આવ્યું કે સઘળા દરોડાખોરો પોતાનુ લૂંટવાનું કામ છોડી વાલ્મીકિને ચરણે પડયા. તેમનો નાયક ચાંડાળ ગૂહક તો તે ચરણોને જોરથી ઝાલી રડવા લાગ્યો. પોતાને ચરણે પડવાનો નિષેધ કરતા વાલ્મીકિ બોલ્યા, "બાપુ! હું કાંઇ દેવ નથી, દેવનો અવતાર નથી કે રાજા નથી. જેવો તું તેવો જ હું. મારે પગે પડવાથી શું મળશે?

આજ સુધી દુષ્કર્મ થયાં તે થયાં; હવે છોડી દે. તારૂં વર્તન ફેરવ; અને સન્માર્ગે ચાલી સુખી થા !"

આ પ્રમાણે બોલી તેમણે સૌની રજા લીધી; પણ એવામાં શહેરમાંથી કેટલાક લોક આવ્યા. તેમાના કેટલાંક લંગડાં લૂલાં હતાં; કેટલાંક આંધળાં હતાં; કેટલાંક અગ્નિથી દાઝેલાં હતા; કેટલાક વૃદ્ધ માતાપિતાને ખભે નાખી લાવતા હતા અને કેટલાકો ઘા લાગેલા પોતાના પુત્રોને છાતીએ લગાડી આવતા હતા. રાજકુલ રાક્ષસોએ ખાઇ નષ્ટ કર્યું, હવે આ અરાજક એવા નગરમા રહી શું કરવું? તે કરતાં પોતાનાં સગાંવહાલાં જ્યાં હોય ત્યા જઇ રહેવું આવી ઇચ્છાથી તે બધા નીકળેલા હતા. વાલ્મીકિએ તેમના ભણી આગળી બતાવી કહ્યું, 'આ જુઓ તમારી કિર્તિ.' આ શબ્દ સાંભળતા જ તેમના નેત્રમાંથી ખળખળાટ અશ્રુધારા વહેવા લાગી. પશ્ચાત્તાપથી તેમના પાપકર્મનું ઘોરપણું તેમના નેત્ર સામે મૂર્તિમંત આવી ઉભું અને તેમનાં મુખ શબ જેવા નિસ્તેજ જણાવાં લાગ્યા. વાલ્મીકિ બોલ્યા, 'તેમને પાછા ફેરવો.' તે પ્રમાણે લૂંટારૂઓ તે લોકોને પાછા ફેરવવા તેમની પાસે ગયા કે તરત જ તે નાગરિકો બીકથી બૂમો મારવા લાગ્યા અને જ્યાં વાટ મળે ત્યાં નાસભાગ કરવા મંડી પડ્યા દુષ્ટ લોકો સારી વાત કરે તો પણ લોકો તેનો ભરોસો કરતા નથી એ હવે લૂંટારૂઓને સારી રીતે સમજાયું. તમે પાછા ફરવા વિષે નાગરિકોનું મન વાળો, એવી દરોડ ખરોએ વાલ્મીકિને પ્રાર્થના કરી. પણ વાલ્મીકિ પોતે તે દરોડાખોરોમાંના નથી એ તે નાગરિકો કેમ કરી સમજી શકે?

વાલ્મીકિએ આ વેળા પણ તેમને સમજાવ્યા. તેમણે એવો મધુર સૂર કાઢી અત્યંત કરુણ સ્વરે તેમની પ્રાર્થના કરી કે તે સૂર સાંભળી શ્રોતાનું ચિત્ત દયાર્દ્ર થયું અને તે પાછા ફર્યા. પરંતુ અરાજક દેશમા વાસ કરવો એ અધર્મ છે એવું બહાનું કાઢી તે વાલ્મીકિને રાજા થવાનો આગ્રહ કરવા લાગ્યા. વાલ્મીકિએ તેમનું કહેવું માન્યું નહિ. પણ લૂંટારૂઓના રાજા ગૂહકને તેમણે રાજ્ય સોપ્યું. ગૂહકના અમલ નીચે મલેચ્છ, યવન, વાનર, રાક્ષસ બધા એકત્ર સુખથી વસવા લાગ્યા, અને લૂંટફાટનું નામ સુદ્ધાં તેમણે લીધુ નહિ. પરદેશમાં લૂંટફાટ કરવાનો વિચાર સરખો નાશ પામ્યો. એટલું જ નહિ પણ બીજા કોઇ જો કોઇને ઉપદ્રવ કરતા, તો આ સૌ તે ઉપદ્રવ નિવારણ કરવાના કામમાં મદદ કરવા તૈયાર રહેતા. આ પ્રમાણે પૃથ્વી ઉપર શાન્તિનું સામ્રાજ્ય સ્થપાયું. પણ આ સામ્રાજ્ય આમ જ ટકશે અને લૂંટારૂઓ ઐક્યથી રહેશે એમ વાલ્મીકિના મનને લાગ્યું નહિ વાલ્મીકિ દર માસે એકવાર ગૂહકને મળવા આવતા અને બાકીનો વખત ઇચ્છામાં આવે તે પ્રમાણે ગાતા ગાતા પૃથ્વી ઉપર ચારે દિશામાં ફરતા.

## ખંડ ૬ ઠ્ઠો

૧

### ઉડતું શહેર

વિશ્વામિત્રે પ્રજાવત પ્રેમથી અને ઉત્સાહથી પોતાની નવી સૃષ્ટિનું પાલન કરવા માડ્યું હતું.' લોકોમાં સુખની વૃદ્ધિ થાય અને તેમનો જીવનકાળ નિશ્ચિંતપણે જાય એટલા માટે તે જીવતોડ યત્ન કરતા હતા; પણ તેમની પોતાની સ્થિતિ શું હતી ? સૃષ્ટિ વિષયક ઉત્સાહના જોમમાં પોતાના સુખદુઃખ વિષે વિચાર કરવાની પણ તેમને ફુરસદ મળતી નહતી. આ નવી સૃષ્ટિના ઇશ્વર તે પોતે જ હતા.

કોઈ સોબતી અગર જેની પાસે અંતઃકરણ ખુલ્લું કરી બોલી ચાલી શકાય એવો મનુષ્ય પાસે ન હોય તો સામાન્ય મનુષ્ય બાવરો બની જાય છે. વિશ્વામિત્ર અદ્વિતીય પરાક્રમી રાજાધિરાજ, આ નવી સૃષ્ટિમાં સર્વોચ્ચ પદ પર આરૂઢ થયેલા પુરુષ હતા; તેને પણ આખર પોતે એકલા છે એમ લાગવા માંડ્યુ. સર્વ વાતની અનુકૂળતા હતી ખરી, 'પણ સુખ ક્યા છે ? મારૂં શું થશે ?'

તે પોતાની સૃષ્ટિમાંના માણસો સાથે હળીમળીને ચાલવા લાગ્યા. પણ જેમની સાથે તે દિવસ ગાળી શકે, કે જે તેના સુખદુઃખમા સમજે એટલી યોગ્યતાના માણસો તેમાં ક્યાંથી હોય ? આ નવી સૃષ્ટિમાંના માણસો સુખી હતા ખરા, પણ વિશ્વામિત્ર પોતે જૂની સૃષ્ટિમાના હોવાથી તેમનુ ભોક્તૃત્વ* છૂટયું ન હતું. તે દુઃખી — કષ્ટમાં હોય ત્યારે ક્ષણભર તેમના મુખ ભણી જોઇ સહાનુભૂતિ બતાવનારા મનુષ્યો પણ ક્યાં હતા ? એટલે એક એક વાતથી તેમનું મન ભારે વ્યથિત થતું હતું

આવી રીતે કેટલોક કાળ વીત્યા પછી પૃથ્વીપરનાં કેટલાક માણસો પોતાની આ નવી સૃષ્ટિ પર લાવી મૂકવાં, એવો વિચાર તેમના મનમા આવ્યો. અને કાન્યકુબ્જ શહેરનો સમાવેશ થઇ શકે એટલું મોટું નગર તેમણે નિર્માણ કર્યું. આ નવી સૃષ્ટિમા શત્રુનો ભય ન હોવાથી આ શહેરને કિલ્લો કે ખાઇ વગેરે કાંઇ ન હતું. આ નગર મોટા મોટા રાજમહેલો અને રમણીય હવેલીઓથી ગીચોગીચ ભરેલું હતું. આ પ્રમાણે તૈયારી થયા પછી વિશ્વામિત્ર

* સુખદુઃખના હું ભોક્તા છુ — મારે સુખદુઃખ ભોગવવા પડે, એ ભાન; સુખદુઃખના હુમલાથી અરક્ષિત સ્થિતિ.

આ પૃથ્વીપર આવ્યા, અને તેમણે કાન્યકુબ્જ નગરમાં પ્રવેશ કર્યો. ત્યાં પોતાના પ્રધાનને અને પરિવારને તેઓ મળ્યા તથા કેટલોક કાળ રહી લોકોના સમાગમમાં આવ્યા. અનુભવ પછી તેમને જણાયું કે પોતાના માણસોની વચમાં રહી જે સુખ મળે છે તે પોતે પ્રત્યક્ષ પરમેશ્વર હોય તોપણ એકલા રહેવામાં આવતું નથી. આ પૃથ્વીપર જ રહેવું, એવી એમને એકવાર ઇચ્છા થઈ હતી, પણ તે સૃષ્ટિનો પોતાનો અધિકાર અને આ પૃથ્વીપરનો અધિકાર એ બે વચ્ચેની વિષમતા ધ્યાનમાં આણી, તેમજ બ્રાહ્મણોના વર્તન વિષે વિચાર કરી તેમણે છેવટે એવો નિશ્ચય કર્યો કે સ્વજનોને પોતાની સૃષ્ટિમા ઊચકી જવાં: અને તેમણે તે માટે તૈયારીઓ પણ કરવા માંડી.

કાન્યકુબ્જ શહેર ધીરે ધીરે ઉપર હવામા ઉડવા માડ્યુ. આ ચમત્કાર જોઇ પૃથ્વીપરના લોક આશ્ચર્યથી એક બીજા ભણી ટગમગ જોવા લાગ્યા. ઉપર જવા માંડેલા આ શહેરમાથી નાના પ્રકારના મંજુલ વાદ્યધ્વનિ નીકળવા માડ્યા, અને તે શહેરના નાગરિકો આનંદથી નાચવા લાગ્યા. કેટલીક મર્યાદા સુધી ગયા પછી તેમના સુખનું રૂપ ફેરવાઇ જલદી તેને ઠેકાણે દુઃખની ઝાંખી થવા માડી. શ્વાસોચ્છ્વાસ લેવો મુશ્કેલ થયો અને તેથી જીવ ગભરાવા લાગ્યો. પૃથ્વી પરની હવા ઉપર આકર્ષી લેવાનો વિશ્વામિત્રે પ્રયત્ન કર્યો પણ તેમાં તે ફાવ્યા નહિ. પછી તે ભારે વિમાસણમાં પડ્યા. પૃથ્વીપરના વાયુ જેવો વાયુ નિર્માણ કરવાનો યત્ન તેમણે કરી જોયો પણ તે વ્યર્થ ગયો. આખરે તેમણે બ્રહ્માનું સ્મરણ કર્યું, એટલે તે તેમની સમક્ષ આવી ઉભા રહ્યા. વિશ્વામિત્ર બોલ્યા, ‘ હજી મારી સાથે વાદ કરવાની તમારી ઇચ્છા છે ? હું મારા નાગરિકોને લઇ નવી સૃષ્ટિ

ભણી જાઉં છું ત્યારે તમે માર્ગમાં અડચણ કાં કરો છો ?'

બ્રહ્માએ ઉત્તર આપ્યો, 'તમારૂં બધું તપોબળ નવી સૃષ્ટિ નિર્માણ કરવામાં ખપી ગયું છે. હવે એકાદ નવું કાર્ય હાથમાં લેવાને તમારી પાસે તપોબળ જ બચ્યું નથી. એકાદ નવી વસ્તુ તમે કરી કે તમારી સૃષ્ટિનો નાશ થશે. માટે કહું છું કે હજી સ્થિરચિત્ત થાઓ, અને ડહાપણથી વર્તો.'

'અરે પાંખડી, જેવું તારૂં મોઢું મોટું છે તેવો તારો બડબડાટ પણ મોટો છે. ડહાપણથી વર્તવાનો ઉપદેશ તું કોને કરે છે ? મારી નવી સૃષ્ટિમાંનો વાયુ આણી હું આને ઉપર લઇ જઇશ, તું જોયા કરજે.' એટલું બોલી વિશ્વામિત્ર ઝટ લઇને ત્યાંથી નવી સૃષ્ટિ ભણી નીકળી ગયા.

આ તરફ કાન્યકુબ્જ શહેર વેગે નીચે ઉતરવા માંડયું. બ્રહ્માને લાગ્યું કે તેને તેટલા જ જોરથી નીચે પડવા દઇશું તો આપણી જ સૃષ્ટિનો નાશ થશે. તેથી તેમણે તે ધીરે રહીને નીચે ઉતાર્યું, અને પૂર્વને સ્થાને તેની પુનઃસ્થાપના કરી. વિશ્વામિત્રના અનુયાયીઓએ હવે બ્રાહ્મણો પર ભારે જુલમ કરવાની શરૂઆત કીધી. અને રાક્ષસોની મદદ લઇ તેમણે બ્રાહ્મણોને વિવિધ પ્રકારે કષ્ટ આપ્યું.

૨

# નવી સૃષ્ટિનો અંત

વિશ્વામિત્ર પોતાની સૃષ્ટિમાંથી શૂન્યપથે વાયુ આણવાનો પ્રયત્ન કરવા લાગ્યા, પણ તેમનું કાંઇ ચાલ્યું નહિ. આથી ગુસ્સે થઇ તેમણે પુનઃ બ્રહ્માનું સ્મરણ કર્યું. બ્રહ્મા ફરી પ્રકટ થયા. વિશ્વામિત્રે તેમને કહ્યું, 'શૂન્યપથે વાયુ આણવાનો મારો માર્ગ ખુલ્લો કરી આપો' બ્રહ્માએ ઉત્તર આપ્યો, 'એટલું તપોબળ હવે તમારી પાસે નથી, અને તપોબળ ન હોવાથી તમે કહો છો તે હું પણ કરી શકતો નથી.'

વિશ્વામિત્ર અતિશય ક્રુદ્ધ થયા. અને બ્રહ્માને કેદ કરવાનો વિચાર તેમના મનમાં ઉઠયો; પણ તેમ કરવું શક્ય ન હતુ. આથી ગુસ્સામાં ગદા ઉપાડી તે વડે બ્રહ્માની સૃષ્ટિનો નાશ કરવાનો તેમણે વિચાર કર્યો બ્રહ્મા બોલી ઉઠયા, 'છો તેમના તેમ સ્થિર રહો; જો કાંઇ પણ નવું કાર્ય આરંભશો તો તમારી સૃષ્ટિનો અંત માત્ર આવશે.'

વિશ્વામિત્ર ફફડતા રહ્યા અને બ્રહ્માને દોષ દેવા લાગ્યા; આથી બ્રહ્મા ત્યાંથી ચાલતા થયા. પછી વિશ્વામિત્રે ગદા ઉપાડી, પણ તે હાથમાંથી નીચે પડી ગઇ. તેમણે તે આવેશથી ફરી ઉપાડી તો તેમની સૃષ્ટિમાં મોટા ચીરા પડેલા જણાવા લાગ્યા. તે જેમ જેમ જોરથી ગદા ફેરવવા લાગ્યા તેમ તેમ તેમની સૃષ્ટિના સાંધા ઢીલા પડવા લાગ્યા. બ્રહ્માંડના કેન્દ્ર ઉપર ઘા કરવો એવા હેતુથી તેમણે તે તરફ ગદા તાકી ફરી ગરગર ફેરવી તો તેમની સૃષ્ટિના સાંધા વધારે ઢીલા થવા લાગ્યા. જેમ

જેમ તે ગદા ફેરવતા ગયા, તેમ તેમ એમની સૃષ્ટિ વિસ્ખલિત થઇ આખરે નીહારિકાના સ્વરૂપમા ફેરવાવા લાગી છેવટે વિશ્વામિત્રે ગદા ફેંકી દીધી. તે સાથે જ જે સ્થળેથી વિશ્વામિત્રે નીહારિકાઓ ભેગી કરી હતી તે સ્થળમા જઇ તે વેગથી ફેલાઇ ગઇ અનંતગર્ભ આકાશમાં પૂર્વે જેવો મંદ પ્રકાશ હતો તેવો પ્રરી થઇ ગયો. જે જે નક્ષત્રો નીહારિકાએ આકર્ષી લીધા હતાં તે તે પૂર્વસ્થાનમા ફરી સ્થિર થયા. સમુદ્રના પાણીનું ટીપું સમુદ્રમા ભળી જાય છે તે પ્રમાણે નવી સૃષ્ટિ એક ક્ષણમા શૂન્યમા અંતર્ધાન પામી ગઈ. પૃથ્વીના ઇશાન ખૂણામા આકાશનો ભાગ નક્ષત્રપુંજથી ભરેલો દેખાતો હતો તે ફરી સૂનો પડયો. વિશ્વામિત્રની સૃષ્ટિમાં મનુષ્યને જે સુખ અને સ્વાતંત્ર્ય હતું તે ક્ષણમા નષ્ટ થયું. ખુદ માણસો આકૃતિહીન પરમાણુમા લય પામ્યા. તે સુંદર પર્વત અને ડુંગર, તે ભવ્ય રાજમાર્ગ, પ્રશસ્ત રાજમાર્ગો વગેરેથી દીપી રહેલી તે પૃથ્વી ફરી પરમાણુ સ્વરૂપમાં આવી ગઇ. જે સામાજની ઘટનામાં જુલમને સ્થાન ન હતું, ઉચ્ચ નીચનો ભેદ નહોતો, કેવળ એકતા અને સમતા જ્યા વિરાજી રહ્યાં હતા, તે સમાજ ફરી અનંતગર્ભમાં લય પામ્યો.

## ૩

# વિશ્વામિત્રનો અધ:પાત

આ તરફ વિશ્વામિત્રની સ્થિતિ શું થઇ? ગદા ફેંકી દેતાંની સાથે જ તે મૂર્ચ્છિત થઇ પડયા. પણ પડે કયાં? એમને માટે શું હવે એકે સ્થાન રહ્યું હતું? ના તે તો શૂન્યમાં જ મૂર્ચ્છિત થઇ પડયા હતા. અત્યાર સુધી તેમને તેમની પોતાની સૃષ્ટિ ઉપર આકર્ષી રહી હતી; હવે આ જૂની પૃથ્વી તેમના મૃતપ્રાય દેહપિંડને ખેંચવા લાગી. વિશ્વામિત્ર ગરગર ગુલાંટિયાં ખાતા નીચે પડવા લાગ્યા. બ્રહ્માની એમના પર ભારે મમતા હતી, અને તેથી જ તે, વિશ્વામિત્ર તેમનું કેટલુંયે અપમાન કરતા તોયે ફરી ફરી તેની પાસે જતા, અને તેમને બ્રાહ્મણ કરવાનો યત્ન કરતા. તેમણે વિચાર્યું કે હવે વધારે તાણવું સારૂં નથી. તેમ કરવા જતાં શ્વાસોચ્છ્વાસના વાયુ ન મળવાથી વિશ્વામિત્રનો પ્રાણ ચાલી જશે. તેથી બ્રહ્માએ પૃથ્વી પરથી વાયુ આણીને તેમના નાક આગળ ધર્યો. વિશ્વામિત્રનો પ્રાણ ગયો ન હતો; તે મૂર્ચ્છિતાવસ્થામાં ગરગર ફરતા શૂન્યમાર્ગથી નીચે પડતા હતા. આ ભ્રમણને લીધે તેમના મોમાંથી રક્ત પડવા લાગ્યું અને અંગ સૂજી આવ્યું. તેમનું પતન ચાલૂ જ હતું — કોણ કહી શકે કેટલા કાળ સુધી તે આ સ્થિતિમાં રહ્યા હશે?

# ખંડ ૭ મો

## ૧

## યજ્ઞ

પૃથ્વી પર મહાપ્રલય થવાનો કાળ આવી લાગ્યો છે. આમાથી બચશે તો જ મનુષ્યપ્રાણીનો આ જગમા વાસ રહેશે. અને બ્રાહ્મણાદિ જાતિઓ પણ ટકશે આજના પ્રસંગમાંથી બચવા ઉપર આખી સૃષ્ટિની સુરક્ષિતતા અવલંબીને રહી છે.

આજ કૌશાંબીનો રાજા યજ્ઞ કરનાર છે. તે માટે સઘળા ભૂચર, ખેચર, અને ઉભયચર પ્રાણિવૃન્દોને આમંત્રણ કરવામાં આવ્યું છે. આ યજ્ઞ એક વર્ષ સુધી ચાલનાર છે. કૌશાંબી નગરીનો આસપાસનો પ્રદેશ યજ્ઞાર્થે આવેલા પરોણાઓથી ઉભરાઇ ગયેલો છે. આટલો જનસમુદાય એકત્ર થયો છે પણ એકનુંયે ચિત્ત ઠેકાણે નથી. આ આગાધ માનવીસમુદ્રમા જ્યા જોઇએ ત્યાં દ્વેષ અને વેર દેખાઇ આવતાં હોવાથી ક્યારે અને કઇ રીતે પ્રલય થશે એ કંઇ કહેવાય તેમ નહોતું, અને થોડા જ વખતમા એવી સ્થિતિ ઉભી થઇ.

કૌશાંબીનો રાજા એ સૂર્યવંશમાનો અને બ્રાહ્મણોનો પક્ષ લેનાર હોવાથી તેણે વસિષ્ઠને પોતાના પુરોહિત ઠરાવ્યા. તે ઉપરથી પરશુરામ અને વિશ્વામિત્રના અનુયાયીઓને દાઝ ચઢી. વિશ્વામિત્રના પ્રધાને ખર, દૂષણ અને વાલીરાજાને પોતાના પક્ષમા વાળી લીધા હતા અને દ્રવ્યની લાલચ બતાવી પુષ્કળ પરાક્રમી

અને બળવાન લૂંટારાઓના નાયકોને તે જ પ્રમાણે પોતાના કરી લીધા હતા. તે પણ આવી વિશ્વામિત્રના પક્ષને મળ્યા હતા. આ તરફ વસિષ્ઠના પક્ષનું બ્રાહ્મણમંડળ અને આયોધ્યા તથા મિથિલાના ક્ષત્રિયો યજ્ઞના રક્ષણાર્થે સજ્જ થઈ આવ્યા હતા. પારદ અને હૂણ વગેરે જાતિ વસિષ્ઠની આશ્રિત હતી; તે લોકો પણ યજ્ઞના રક્ષણાર્થે શસ્ત્રાસ્ત્રો લઇ યજ્ઞભૂમિ પર આવ્યા હતા. શાન્તિરાજ્યનો સ્વામી ગૂહક પણ આ પ્રસંગે પોતાના લોકોને સાથે લઇ આવ્યો હતો. બની શકે ત્યાં સુધી બેઉમાં સલાહ કરાવવી, કાંઇ નહિ તો તેમની વચ્ચે યુદ્ધપ્રસંગ ટાળવો, અને તેમ પણ ન જ બને તો છેવટે અન્યાયી પક્ષ સાથે યુદ્ધ કરવું. એવો તેનો વિચાર હતો.

ત્યા વાલ્મીકિ શું કરતા હતા ? તે બીજાઓના હાથમાં હાથ મેળવી રૂદન કરતા ફરતા હતા. પરંતુ તેમના આક્રોશ ભણી કોઇ લક્ષ દેતું હોય એમ જણાતું નહોતું. વાલ્મીકિના કરુણસ્વરથી પથ્થર પણ પીગળ્યા હોત, પરંતુ આપણે તો રાજનીતિજ્ઞ, આપણે ઉચ્ચ વર્ણના, આપણે સુધરેલા, એવું જેને અભિમાન છે, જે પોતાનો અધિકાર ગજાવવા માટે પ્રત્યક્ષ પ્રિય પત્ની કે પુત્રના ગળા ઉપર છરી મૂકતાં અચકાતા નથી, જેમનું મન પાષાણ કરતાંયે કઠોર વસ્તુનું બનેલું છે, માણસો જેનાં રમકડાં છે અને પોતાના સ્વાર્થ સારૂ લક્ષાવધિ માણસોના પ્રાણનો નાશ કરતાં જેને સંકોચ નથી તેમનું હૃદય માત્ર આક્રોશથી શું પીગળવાનું હતું ? તેમનું અંતઃકરણ દ્રવો કે ન દ્રવો પણ વાલ્મીકિનો આક્રોશ ચાલુ જ હતો. તે એક વખત વસિષ્ઠ પાસે જતા, ને બીજી બાજુ ખરદૂષણના કાલાવાલા કરતા આમ તેમ ફરી રહ્યા હતા. સૈન્યમાંના સિપાઇ અને ઇતર માણસ વાલ્મીકિના આક્રોશથી

દયાર્દ્ર થયા હતા, પણ બડા બડા રાજનીતિજ્ઞો દયામાયાશૂન્ય હતા. વાલ્મીકિનો આક્રોશ એ તેમનો વિષય ન હતો.

છેવટે વેદીમાં યજ્ઞાગ્નિ પ્રદીપ્ત કરવાની વસિષ્ઠે આજ્ઞા કરી. અધ્વર્યુએ વેદી પર આરોહણ કર્યું વાલ્મીકિની આશા નિષ્ફળ થઇ. તે ગૂહક પાસે જઈ રડતા બેઠા. ગૂહકે તેમના મનનું સમાધાન કરવાનો પ્રયત્ન કર્યો. યજ્ઞ સળગતાની સાથે જ રક્તપાતની શરૂઆત થવાની એ સર્વે જણાતા હતા. બ્રાહ્મણો વેદી પર આરૂઢ થયા છે એ ખબર મળતાં જ વિરુદ્ધ પક્ષનું મંડળ શસ્ત્રાસ્ત્રો ઘસી સાફ કરીને વેદીની પાસે ગયું તેમને અટકાવવા સારૂ યાજ્ઞિક ઉભા રહ્યા. આવો વખત આવે જ તો વચમાં પડવા ગૂહક સામે ઉભા રહ્યા હતા. વાલ્મીકિએ ઉઠી બ્રાહ્મણોના હાથમાંથી યજ્ઞાગ્નિ ઝૂંટાવી લીધો, અને પોતે કુંડમા જઈ બેઠા. બ્રાહ્મણોએ તેમને બહાર કાઢી બાજુ પર ધકેલી દીધા, અને તે ફરી કુંડમાં કૂદી ન પડે તે માટે ત્રણસો બ્રાહ્મણોએ વાલ્મીકિના હાથપગ બાધવાની તૈયારી કરવા માંડી. ભારે કોલાહલ મચી રહ્યો. બ્રાહ્મણોએ યજ્ઞાગ્નિ પ્રદિપ્ત કરવાનો ફરી યત્ન કર્યો. એટલામાં કોણ જાણે કયાથી પાણીનાં ટીપાં આવી બ્રાહ્મણોનાં શરીર પર પડયા. આકાશ નિરભ્ર હતું અને પાણીનાં ટીપાં તો પડયાં જ હતાં એટલે તે જલ અપવિત્ર હોવું જોઇએ એવો નિર્ણય કરી સ્નાનથી પવિત્ર થવાને બ્રાહ્મણો નીકળી પડયા. આથી કેટલાક કાળને માટે મહાપ્રલય દૂર ગયો. સર્વની વૃત્તિમાં આ વેળાએ કાંઇ વિચિત્ર ભાવનો સંચાર થયો હતો. શું થશે અને શું નહિ, એવી બીક સર્વને લાગતી હતી. થોડા જ વખતમા નક્કી ભયાનક અને ઘોર યુદ્ધ મંડાશે એવું સર્વને લાગતું હતું.

૨

# બેશુદ્ધ અવસ્થા

ગુલાંટ ખાતા ખાતા વિશ્વામિત્ર નીચે ને નીચે પડતા હતા. બ્રહ્માએ તેવી સ્થિતિમાંથી તેમને શુદ્ધિમા આણ્યા. શુદ્ધિમાં આવતાની સાથે તેમના મનની જે સ્થિતિ થઇ હતી તેનું બરોબર વર્ણન કોણ કરી શકે? 'હું કયા આવી પડ્યો છું?' એમ કહી તે જોવા સારૂ તેમણે આંખ ઉઘાડી ચારે તરફ જોયું અને પાછી બંધ કરી. અને ફરી બેશુદ્ધ થયા. પાછા ભાનમાં આવ્યા અને પાછા બેભાન થયા. 'હું કયાં જઇ રહ્યો છું?' એવું તે એક વખત બોલ્યા, અને નરલોકની પાસે પાસે આવ્યો છું એવું તેમને લાગ્યું. તે ભયથી આખ મીંચી તેઓ ફરી બેશુદ્ધ થયા.

'મારી સૃષ્ટિ કયાં છે?' એવું એક વખત બોલે અને ફરી બેભાન થાય, 'તે તો ગઇ જ. પણ પૃથ્વી પર જો હું હોત તોયે—' એટલું કહી તે ફરી બેશુદ્ધાવસ્થાને અધિન થતા. 'મને આટલી મહત્ત્વાકાક્ષા કેમ ઉત્પન્ન થઈ? મેં મોટપ મેળવવા શું કામ ફાંફા માર્યા? તપશ્ચર્યા શા સારૂ કરી? દિગ્વિજયની ઇચ્છા શા સારૂ મનમા આણી? અને બધું હવે ખોઇ બેઠો! હું હવે જઇશ પણ કયા? પાછા ફરવાની શકિત નથી. કેવળ આંખ ઉઘાડી જોવાની પણ તાકાત નથી!'

આમ બોલતાં બોલતાં વિશ્વામિત્રની આંખમાંથી ટપ ટપ આંસુ ખર્યાં, તે જ બ્રાહ્મણોનાં શરીર પર પડયા હતાં. રડવાથી તેમની શકિત અધિક જ ક્ષીણ થઇ. તે બેશુદ્ધ બન્યા; અને એવી અવસ્થામાં જ તેમને લાગ્યું કે ઋભુ ગાતા ગાતા કહે છે કે 'આપણે સૌ ભાઇ ભાઇ છીએ. આપણે બીજા ઉપર

અધિકાર બજાવીએ એવી ઇચ્છા માણસે કરી ન હોત તો આખી મનુષ્યજાતિમાં બંધુભાવ કેટલો જલદી ઉત્પન્ન થયો હોત ? રાજાએ પોતાનું કર્તવ્ય ચોખ્ખી રીતે બજાવ્યું હોત તો આપણે કેવા બધા ભાઇભાઈ થઇ રહ્યા હોત.' આ તે ગાયનનો ભાવાર્થ સાભળી પોતાના મનમા ફરી દુરાકાંક્ષાને સ્થાન ન આપવું એવો નિશ્ચય વિશ્વામિત્રે કર્યો. એવામા તે ફરી શુદ્ધિમાં આવ્યા, અને કેવળ પરોપકારાર્થે જીવનનો વ્યય કરવાની તેમણે પ્રતિજ્ઞા કરી લીધી. ફરી ગુલાંટ ખાતા ખાતા તે નીચે પડવા લાગ્યા

## ૩

# વાલ્મીકિનો જય

સ્નાનાર્થે ગયેલા બ્રાહ્મણ પાછા આવી જુએ છે તો મનુષ્યની આકૃતિ જેવી કોઇ એક પ્રચંડ વસ્તુ ઉપરથી અગ્નિકુંડમાં પડે છે. બધાની આંખ અર્થાત જ તે તરફ ચોંટી રહી. સર્વના મોંનું પાણી સૂકાયું. તે અલૌકિક ચમત્કાર જોઇ આશ્ચર્ય અને ભીતિથી સર્વ મૂઢ બન્યા. તેમાંનું કોઇ બોલી શક્યું નહિ. જેમણે વાલ્મીકિને પકડી રાખ્યા હતા તેમણે તેમને છોડી દીધા. વાલ્મીકિ દોડતા કુંડ પાસે ગયા અને જુએ છે તો એક પડછંદ પુરુષ કુંડમાં પડેલો છે. તેમને દિવ્યદૃષ્ટિએ એ વિશ્વામિત્ર છે એવું જ્ઞાન થયું, અને પછી તો તેમના આક્રંદનો પારાવાર જ ન રહ્યો તેમની વીણામાંથી અતિશય કોમલ અને કરુણાજનક નાદ નીકળવા લાગ્યા. આખમાથી અશ્રુધારાઓ વહી રહી. તે બોલ્યા "ક્ષુદ્ર પ્રાણીઓ જુઓ! તમે તો તુચ્છ માનવ છો. પણ પ્રતિસૃષ્ટિ નિર્માણ કરનાર, પ્રત્યક્ષ બ્રહ્મા સાથે પણ જેણે સરસાઈ કરી હતી એવા આ પ્રતાપી વિશ્વામિત્ર — આની દૈવગતિથી શું અવસ્થા થઈ છે તે જુઓ. આ કેવો પ્રતાપશાળી વીર હતો, કેવો તપસ્વી હતો, કેવો અલૌકિક પુરુષ હતો? પણ આ શી તેની દશા? તમે પોતાનાં ક્ષુદ્ર સુખદુઃખની પાછળ ઘેલા થાઓ છો; પણ આ વિશ્વામિત્રની સૃષ્ટિનો કેવો નાશ થયો છે, તેનું સૃષ્ટિ નિર્માણ કરનાર તરીકેનું ઉચ્ચ પદ કેવું નષ્ટ થયું છે, તે જે મનુષ્ય સ્થિતિમાં જન્મ પામ્યા તે સ્થિતિ પણ કેવી નષ્ટ થઇ છે, અને તેની પાછળ તેની નિશાની પણ રહી નથી એ સર્વ તમે જુઓ, અને તે વિષે

વિચાર કરો. તેના જીવને કેવી યાતનાઓ થતી હશે એની કલ્પના કરો, અને વિશ્વામિત્ર સરખાની આ સ્થિતિ તો તમારી શું થશે એ ખ્યાલમાં લાવો. જુઓ! બ્રહ્મા વિશ્વામિત્રને સારૂ થતા શોકથી કેવા આકુળવ્યાકુળ બની ગયા છે. વિશ્વામિત્રે જેને આટલાં કષ્ટ આપ્યા તે વસિષ્ઠ પણ તેના દુઃખથી વિહ્વળ થઇ રહ્યા છે. સારાંશ, તમે આપસ આપસના ટંટા છોડી દો અને શાન્ત થાઓ; આ આયુષ્ય ક્ષણભંગુર છે!"

વાલ્મીકિની વીણામાંથી નીકળતા આ કરુણાજનક બોલ સાંભળી સઘળા સ્તબ્ધ થયા; સર્વનાં મન દયાથી આર્દ્ર થયાં; અને તેમને પશ્ચાતાપ થવા માંડયો; સર્વ મોટેથી રડવા લાગ્યા; તેમણે હાથમાંના શસ્ત્રાસ્ત્રો નાખી દીધાં; તે સાથે જ કઠોર ભાષણો અને ટંટાના પણ તેમણે ત્યાગ કર્યો; ક્રમે ક્રમે તેમની વૃત્તિઓ પલટાઇ ગઇ.

આ તરફ વિશ્વામિત્ર ધીરે ધીરે શુદ્ધિમા આવવા લાગ્યા. દૂરથી સંગીત ધ્વનિ કાન પર અથડાય, તે પ્રમાણે વાલ્મીકિની વીણામાંથી નીકળતો સૂર તેમના કાનમાં પ્રવેશ કરવા લાગ્યો. આટલો કાળ મૂર્છિતાવસ્થામા તેમને ભયાનક સાક્ષાત્કાર થતો હતો. ધીરે ધીરે તેમના શરીરમાં શીતળતા આવી અને તેમણે આંખ ઉઘાડી. વાલ્મીકિનું ગાયન ચાલુ જ હતું. તે ગાયનમાંના મૃદુ, મંદ, તિરસ્કારયુક્ત તેમજ પ્રમાણે દયા તથા ક્ષમાની યાચના કરનારા તે શબ્દ હવે વિશ્વામિત્રને શલ્ય સમાન ભોંકાવા લાગ્યા. વિશ્વામિત્ર આંખ ઉઘાડી જુએ છે તો સામે જ બ્રહ્મા ઉભા હતા. ક્રમે ક્રમે બ્રહ્મા સાથે આવેલા બ્રહ્મર્ષિ અને દેવર્ષિ પણ પ્રકટ થયા. વિશ્વામિત્રનાં નેત્રોમાંથી અશ્રુનું એટલું પૂર વહ્યું કે, તેમને અશ્રુજલથી સ્નાન થયું. તેમણે હાથ જોડી

બ્રહ્મા પાસે પોતાના અપરાધોની ક્ષમા માગી. બ્રહ્માએ તેમને છાતી સાથે દાબી દૃઢ આલિંગન દીધું તથા કહ્યું. 'વત્સ ! આજે તું બ્રાહ્મણ થયો.' વિશ્વામિત્ર ફરી રડતા રડતા તેમને ચરણે ઢળ્યા વાલ્મીકિ તો એક સરખા ગાયા જ કરતા હતા.

બ્રહ્માના દયાળુપણાથી મુગ્ધ થઇ વિશ્વામિત્રે પૃછ્યું, 'ભગવન્ ! હું ક્યા છું ?' બ્રહ્માએ ઉત્તર આપ્યો, 'તું પૃથ્વી પર છે. જો હવે હું તારાં સર્વ દુઃખો દૂર કરૂં છું.' આટલું બોલી તેમણે પોતાના કમંડળુમાનું જળ વિશ્વામિત્રના શરીર પર છાંટયું. તે સાથે જ વિશ્વામિત્રના શરીરમાં શક્તિનો સંચાર થયો. તે ઊઠી ઉભા થયા અને ચોતરફ જોવા લાગ્યા. તેમને જણાયુ કે આખું બ્રહ્માંડ શોકમગ્ન છે, અને પાછળ દૂર એક મનુષ્ય ગાઈ રહ્યો છે. વસિષ્ઠે દોડી આવી વિશ્વામિત્રને ગાઢ આલિંગન દીધું. વિશ્વામિત્રની આવી સ્થિતિમાં વસિષ્ઠના હૃદયમાં તેને માટે દયા પ્રાદુર્ભૂત થઇ હતી. વિશ્વામિત્રને બ્રાહ્મણત્વ મળવા દેવું નથી એવો ભાવ હવે રહ્યો નહોતો. અંતઃકરણની પૂર્વની કઠોરતા જઇ કોમળતા આવી હતી. વસિષ્ઠે પોતાના હાથથી યજ્ઞોપવીત આણી તે મંત્રીને વિશ્વામિત્રના ગળામાં પહેરાવ્યું, અને કહ્યું. 'બંધુ ! આજે તમે અને અમે એક થયા. તમે બ્રાહ્મણ થયા. હવે આવો આપણે પરસ્પર હૃદયથી ભેટીએ.' વિશ્વામિત્ર બોલ્યા, 'ગુરો ! મેં ઐશ્વર્યમદથી ઉન્મત્ત થઇ અજ્ઞાનથી આપને ખૂબ કષ્ટ આપ્યું. આપને તેથી ઘણી યાતના થઈ મેં આપને દુર્વચનો કહ્યાં આજ મારી આ દશા જોઇ આપનાં નેત્રમાં પાણી ભરાઇ આવ્યાં; પણ આપનાં દુઃખ જોઈ મારી આખોમાં આવાં આંસુ કદિ આવ્યા નહોતાં. આપના અંતઃકરણમાં આટલી દયા ભરી છે એ જોઇ આજ મારાં નેત્ર

અશ્રુથી ઉભરાઈ રહ્યાં છે. બ્રાહ્મણ પરમ દયાળુ હોય છે એવી મારી ખાત્રી થઇ છે.' વળી બ્રહ્મા તરફ વળી તે બોલ્યા, 'મહારાજ ! તમે તો સૃષ્ટિના કર્તા, એમ હોવા છતા મેં તમને ગમે તેવા વચનો કહ્યા, એટલું જ નહિ પણ તમને કેદ કરવાનું મનમા ધાર્યું. આજ મારી આ વિપત્તિમાં તમે મને જીવિતદાન દીધું, તો તમારી કૃપા કેટલી અપાર હોવી જોઇએ.' બ્રહ્મા બોલ્યા, 'વત્સ તારા જેવા મહાપુરુષને ક્ષમા ન આપી શકાય તો સૃષ્ટિકર્તાનો ક્ષમા એ ગુણ વ્યર્થ જ ગયા ગણાય.'

વસિષ્ઠ અને વિશ્વામિત્રનો આ દાખલો લઇ બીજા બ્રાહ્મણો અને ક્ષત્રિયો પણ પોતપોતાના શસ્ત્રાસ્ત્રો ફેંકી દઇ અરસપરસ ભેટયા અને પોતપોતાના દુષ્ટ વિચારો મનમા ન રાખતાં એકબીજાને જણાવી દઇ, એકબીજાની ક્ષમા યાચવા લાગ્યા. આજ કાંઇ પણ ભયંકર પ્રસંગ ઉદ્દભવશે એવી ગૃહક ચાડાળને ભીતિ હતી, પણ આ શુભ પરિણામ આવેલું જોઇ તે આનંદથી નાચવા લાગ્યો કૌશાંબીના રાજાને આરંભેલા યજ્ઞનું વિપરીત પર્યવસાન આવતુ જોઇ આરંભે ભારે દુઃખ થયું હતું, પણ છેવટે આ આનંદકારક પરિણામ નીપજેલુ જોઇ તે પણ આલ્હાદિત થયો. અને યજ્ઞાર્થે તૈયાર કરેલી સામગ્રી વિશ્વામિત્રના ઉપનયન સંસ્કાર માટે ભારે હર્ષથી તેણે આપી દીધી. વાલ્મીકિ તો આનંદસાગરમાં નહાતા હતા, અને 'ભાઈ ભાઈ, અમે સર્વે ભાઇ' એ ગાયન ઉથલાવી ઉથલાવીને ગાઇને મહાલતા હતા. જે કોઈ મળતુ તેને તે આલિંગન આપતા હતા. સ્પૃશ્ય, અસ્પૃશ્ય, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, મ્લેચ્છ, યવન. રાક્ષસ, વાનર એ ભેદ એમની નજરમાં ન હતા. આ પ્રમાણે નાચતા

નાચતા, મુખમાંથી ગાયન વહેવડાવતા, અને સર્વને ભેટતા ભેટતા તે બ્રહ્મા પાસે આવ્યા. તેમનેયે તેમણે આલિંગન જ આપ્યું, પણ કોણ છે તે ઓળખી જરા સંકોચ પામ્યા. એટલામાં બ્રહ્માએ તેમને આલિંગન દીધું અને કહ્યું, 'વાલ્મીકિ! આજ તમારો જ જય થયો છે.' વસિષ્ઠ દૂર હતા તે વાલ્મીકિ પાસે આવ્યા અને તેમને ભેટી પડી એ જ શબ્દોમાં તેમને અભિનંદન આપવા લાગ્યા. આ સમયે સર્વ દિશાએથી 'વાલ્મીકિનો જય! વાલ્મીકિનો જય' એવો નાદ ગાજી ઉઠયો. ગૂહકના લોકો પણ 'વાલ્મીકિનો જય' એવો જયધ્વની ઊંચે સાદે કરવા લાગ્યા અને સર્વ દિશાએથી 'જય વાલ્મીકિ! વાલ્મીકિનો જય!' એવો પ્રતિધ્વનિ સંભળાવા લાગ્યો.

જોતજોતામાં રાત પડી; અને લોકો રડતા રડતા જ પોતપોતાને ઘેર પાછા ફર્યા. દરેકના મનને એવો ભરોસો બેઠો કે હવે અરાજકતા નષ્ટ થઇ છે. વિશ્વામિત્ર બ્રાહ્મણ થયા હોવાથી તેમણે રાજ્યનો ત્યાગ કર્યો; અને તેથી તેમના વંશજો કાન્યકુબ્જના રાજા બન્યા.

બ્રહ્માએ જતા જતા ત્રણે ઋષિઓને બોલાવી કહ્યું કે માણસમાં ઐક્યભાવની સ્થાપના કરવા નારાયણ પોતે અવતાર લઇ પધારવાના છે માટે તેમના અવતારનો કાર્યક્રમ તમે તૈયાર કરી રાખજો. વિશ્વામિત્ર અને વાલ્મીકિ બન્ને વસિષ્ઠ સાથે તેમના આશ્રમમાં ગયા, અને ત્યાં ત્રણેએ બેસી તે વિષે વિચાર કર્યો.

# ખંડ ૮ મો

## ૧

## રામાયણની કલ્પના

વિશ્વામિત્ર, વસિષ્ઠ અને વાલ્મીકિ એ ત્રણ, રામાવતાર પૂર્વે સાઠ હજાર વર્ષ પહેલાં, રામે પૃથ્વી પર કયા કયાં અવતાર કૃત્યો કરવાં તે ઠરાવવા બેઠા હતા. રામાયણની શુદ્ધ રચનાપદ્ધતિ ઠેરવવી એટલો જ તેમનો ઉદ્દેશ ન હતો, પરંતુ પૃથ્વી પરની જુદી જુદી જાતિઓમા બંધુભાવ સ્થાપન કરવા માટેના ઉપાયોનું ચિંતન પણ તેમને કરવાનું હતું. નાના પ્રકારની અવસ્થાઓ અનુભવેલી હોવાથી મનુષ્યની દુર્બળતા વિશ્વામિત્રના અનુભવમા સારી રીતે આવી હતી. પરંતુ ઋભુના ગાયનોથી અંગમા સંચાર કરતી નવવિદ્યુતશક્તિના પ્રભાવથી મનુષ્યજાતિનું ઐક્ય કરવા વિષેની તેમની ઇચ્છા હજી પણ પ્રબળ હતી. કૌશાબીમાં મળેલા અનુભવથી વસિષ્ઠ પણ સમજી ગયા હતા કે કેવળ બુદ્ધિના બળ ઉપર આખી મનુષ્યજાતિની વાત તો બાજુએ રહી પણ બે માણસનુંયે ઐકય સંપાદન કરવું મુશ્કેલ છે. તે ઠેકાણે વાલ્મીકિનો જે જય થયો તે પરથી બેઉને એક વાતનું ઉત્તમ જ્ઞાન થયું. તે એ કે હૃદય એ જ ઐકય બંધનનું અમોઘ સાધન છે. અને આ ઐકયસંપાદન કરવાના કામમા વાલ્મીકિ જેટલા બીજા કોઇ સફળ થનાર નથી. માટે આ કામમાં વાલ્મીકિને મદદ કરવામા પોતાનું આયુષ્ય ગાળવું એ જ પોતાના જીવનનો મુખ્ય ઉદ્દેશ તેમણે ઠરાવ્યો — સારાંશ, વાલ્મીકિનું હૃદય, વસિષ્ઠની

બુદ્ધિ અને વિશ્વામિત્રનું રાજનીતિજ્ઞાન એ જગતમાં ઐક્ય અને બંધુપ્રેમનાં સ્થાપનાર્થે એકત્ર થયાં.

બ્રાહ્મણ અને ક્ષત્રિયમાં ઐક્ય થયું છે, વિશ્વામિત્ર અને વસિષ્ઠ મિત્ર થયા છે. અને વિશ્વામિત્રને બ્રાહ્મણત્વ પ્રાપ્ત થયું હોવાથી બ્રાહ્મણ અને ક્ષત્રિય એ બે જાતિઓમા વિરોધ ઉત્પન્ન થવાનો સંભવ રહ્યો નહોતો એ બધું ખરૂ. તો પણ આજ સુધી બનેલી વાતો ઘણાના મનમા જાગ્રત રહેવાની જ અને પ્રત્યક્ષ યુદ્ધ પ્રસંગ ન આવે, તો પણ ફટ પડે એ સંભવિત છે એવો વિચાર કરી તેમણે ઠરાવ્યુ કે રામે પોતાના અવતારમાં પ્રથમ આ બે જાતિઓમા ઐક્ય બની આવે એવું કાર્ય માથે લેવું. તેણે અયોધ્યાના રાજકુલમાં જન્મ લઇ મિથિલાની રાજકન્યા સાથે લગ્ન કરવું અને ગૂહક ચાંડાળ સાથે મૈત્રી કરવી; પરશુરામનો નાશ કરવો; પણ વસિષ્ઠ તદ્દન નાશ કરવાની વિરૂદ્ધ થયા, તેથી એમ ઠર્યું કે કેવળ ગર્વપરિહાર જ કરવો. આ પ્રમાણે આર્યોમા ઐક્ય થતા, પછી અનાર્યોમાં ઐક્ય સ્થાપન કરવાના પ્રયત્નમા પડવું. વાનરોમા જે ધાર્મિક પ્રવૃત્તિના હોય તેમને હાથમાં લઇ અધાર્મિક વૃત્તિના લોકોનો નાશ કરવો, પણ વાલ્મીકિ આટલી પ્રાણહાન કરવાની વિરુદ્ધ પડયા અને છેવટે એક ફક્ત વાલીનો જ વધ કરવાનું ઠર્યું. આ પછી અત્યાચારી રાક્ષસોનો નાશ કરવો, અને તેમનામાંના ધર્મ તરફ વૃત્તિવાળા વિભીષણને રાજ્યપદ આપવું. આટલા રાક્ષસોનો સંહાર કરવામા વાલ્મીકિએ વિરોધ દર્શાવ્યો પરંતુ તે માન્ય થયો નહિ. કારણ રાક્ષસો એટલા બધા અત્યાચારી હતા કે તેમને સુધારવા એ લગભગ અશક્ય જેવું હતું. આટલું કર્યા પછી રામે પારદ વગેરે લોકોનાં રાજ્ય

જીતી ત્યાં શાન્તિ સ્થાપવી અને પછી સ્વર્ગારોહણ કરવું. છેવટે આ સર્વ કથાભાગ વિષે એક નવે રસથી યુક્ત મહાકાવ્ય વાલ્મીકિએ રચવું એવું પણ ઠરાવવામાં આવ્યું.

વાલ્મીકિને આ કામ સોંપતા વસિષ્ઠ બોલ્યા કે. 'રામને ધાર્મિકોમાં ચૂડામણિ બતાવજો; તેમના શરીરને પાપનો લેશ પણ સ્પર્શ થાય નહિ '

વિશ્વામિત્રે કહ્યું, 'એટલું જ બસ નથી. રામ ક્ષત્રિય હોય, રાજા હોય, અને શૌર્ય અને રાજનીતિનું જ્ઞાન એ બે ગુણો તેમના ચરિત્રમા મુખ્યપણે જણાઈ આવવા જોઇએ.'

વાલ્મીકિ બોલ્યા, 'બ્રહ્મર્ષિઓની આજ્ઞા હું માથે ચઢાવું છું, પણ હું રામને નથી સાધુ ચિતરવાનો કે નથી વીર અથવા મુત્સદ્દી પણ આલેખવાનો. પોતે નારાયણ આ પૃથ્વીતલે અવતાર ધારણ કરનાર છે માટે હું રામચંદ્રને આદર્શ પુરુષ દેખાડીશ. તેમના ચરિત્રલેખનમા આદર્શ પુરુષ, આદર્શ સ્ત્રી, આદર્શ દંપતી, આદર્શબંધુ, આદર્શ પરિવાર, આદર્શ મિત્ર, આદર્શ રાજા આદર્શ રાજ્યપદ્ધતિ, આદર્શ સેવક અને આદર્શ શત્રુ દેખાડીશ. આપના આશિર્વાદથી હું એવું એક માનવચિત્ર આલેખીશ કે તેના દર્શનથી ગમે તે દેશના, જાતિના અને ગમે તે કાળના માણસને આનંદ થાય અને બોધ પણ મળે.'

વિશ્વામિત્ર અને વસિષ્ઠ બોલ્યા, 'તથાસ્તુ! તમારા રામ ચિરકાળ સુધી મનુષ્ય જાતિને આદર્શરૂપ થઇ રહેશે."

વાલ્મીકિએ કબૂલ્યા પ્રમાણે પોતાની અસાધારણ પ્રતિભાના બળ વડે રામાયણની રચના કરી વસિષ્ઠ અને વિશ્વામિત્રને સંભળાવી. વાલ્મીકિની રચના સાભળી બન્નેએ તેમને સેંકડો ધન્યવાદ દીધા.

१

# નારાયણનો અવતાર

ભગવાન ભૂતભાવન નારાયણ આ પૃથ્વીતલે પોતે અવતીર્ણ થયા. વસિષ્ઠ, વિશ્વામિત્ર અને વાલ્મીકિ, ત્રણેએ આંકી આપ્યા પ્રમાણે દુષ્ટોનું દમન, અને સાધુઓનું પાલન કરી પૃથ્વી પર બધે તેમણે શાન્તિ રાજ્યની સ્થાપના કરી. તેમના કરતલની છાયા હેઠે પૃથ્વી ફળોથી અને ધનધાન્યથી પૂર્ણ થઇ. જે ઠેકાણે નિર્જન અરણ્યો હતાં તે ઠેકાણે સમૃદ્ધ નગરો દેખાવા લાગ્યાં. સમુદ્ર અને નદીઓ વ્યાપારી વહાણો અને સુખે સંચાર કરતી હોડીઓથી ભરાઇ ગયાં. લોકોમાં સુખ તથા સ્વાતંત્ર્યની વૃદ્ધિ થઇ. ચોરી કે લૂંટફાટનું નામ પણ જણાતું નહિ. રોગચાળો ને અકાલ મૃત્યુ જેવી વાતો લોકો ભૂલી ગયા. નૃત્ય, વાદન વગેરે ચોસઠ કલાઓના અભ્યાસથી લોકોનાં મન સંસ્કારી થવા લાગ્યાં. નાના પ્રકારે શિલ્પકળાની ઉન્નતિ થવા લાગી. જ્યાં નજર નાંખીએ ત્યાં અભ્રભેદી સૌધશિખરો સૂર્યકિરણમાં ઝળહળાતાં જણાતાં. જ્યાં જઇએ ત્યાં કર્ણમધુર ગીતધ્વનિ અને વાદ્યધ્વનિ શ્રુતિગોચર થતા. યૂથિ, જાતિ, મલ્લિકા, માલતી, બક, કરુબક, નવમલ્લિકા, કાષ્ઠમલ્લિકા, નાગકેશર, ગંધરાજ, બકુલ વગેરેથી શોભતાં ઉદ્યાનો દેખાતાં અને ઇંદીવર, કોકનદ, પુંડરીક, કુમુદ, કલ્હાર વગેરે સુગંધી પુષ્પોના સુવાસથી ઘ્રાણેંદ્રિયને આલ્હાદ થતો. હમેશાં ઉત્તમ પ્રકારે પર્જન્ય થતો હોવાથી ગરીબોને પણ કદિ કષ્ટ કે દુઃખ થતું નહિ. લોકસંખ્યા સર્વ બાજુએથી વધવા માંડી. વસિષ્ઠના હાથે મળેલા શિક્ષણથી લોકોનાં મન ઉન્નત થવા લાગ્યાં.

વિશ્વામિત્રના રાજનીતિચાતુર્યથી અને ઉત્તમ રાજ્યપદ્ધતિથી દેશમાં ટંટાબખેડાનું નામ પણ સંભળાતું નહોતું. વાલ્મીકિના આનંદને સીમા રહી નહિ, અને વીણાનેયે વિશ્રાંતિ મળી નહિ. વાલ્મીકિ પૃથ્વીની પ્રદક્ષિણા કરતા ફરતા હતા. તેમનો વીણાનાદ સાંભળી લોકોનાં ટોળેટોળાં તેમની પાછળ દોડતાં. તેમના ગાયનનો સૂર ક્રમે ક્રમે ચઢતો હતો. તે ગાયનનું ધ્રુવપદ 'ભાઈ ભાઇ, આપણ સર્વે ભાઇ,' એ હતું.

તો પણ હજી સુધી વાલ્મીકિના મનનો સંદેહ ગયો ન હતો. પૃથ્વી પર અકય અને સત્ય સ્થાપિત થયા છે ખરાં, તો પણ ખરો બંધુપ્રેમ ઉત્પન્ન થયો છે કે નહિ, તે વિષે તેમને ભારે શંકા લાગતી હતી.

## ૩

# રામાયણનું ગાન

આવી રીતે સુખચેનથી કાળ જવા લાગ્યો. એક પછી બીજું વર્ષ ગયું, બીજા પાછળ ત્રીજું ચાલ્યું, મ અનેક વર્ષો વહી ગયાં. રામચંદ્રનો વૈકુણ્ઠારોહણનો કાળ સમીપ આવી પહોંચ્યો. લક્ષ્મણના પ્રયાણ પછી તેના શોકથી વિહ્વળ બની સરયૂ નદીમાં દેહ છોડવાનો રામચંદ્રે નિશ્ચય કર્યો. તે માટે તે નદીને ડાબે કીનારે તેમણે એક પ્રચંડ સભા ભરી. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, નિષાદ, ચાંડાલ, રાક્ષસ, વાનર વગેરે સર્વ જાતિના લોક સભામાં આવ્યા. આ મંડળની આગળ વાલ્મીકિએ પોતાના રામાયણનું ગાન કરવું એવો વિશ્વામિત્ર અને વસિષ્ઠે ખૂબ આગ્રહ કર્યો. તેથી વાલ્મીકિએ પોતાના વિદ્યાસંપન્ન શિષ્ય લવ અને કુશ પાસેથી વીણાના કરુણ સ્વરમાં પોતાનું કાવ્ય ગવડાવવાની શરૂઆત કરી.

વાલ્મીકિ વીણા વગાડતા હતા; લવ અને કુશ ગાતા હતા; શ્રોતૃવર્ગની વૃત્તિ તે ગાયન સાંભળવામાં લીન થઈ હતી; કાવ્યના કરુણ કે હાસ્યરસને અનુસરીને લોકો હસતા કે રડતા હતા; પૂર્વલીલાનું સ્મરણ થતાં પોતે રામચંદ્રજી કયારેક હર્ષિત અને કયારેક દુ:ખી જણાતા હતા; વળી કેટલીક વાર તો તેમના ચક્ષુ અશ્રુથી ભરાઇ જતા; તેમજ પૂર્વાવસ્થાના દિવસોની સ્મૃતિ જાગ્રત થઈ તેમનું મન કયારેક શોકથી અને કયારેક મોહથી વ્યાપ્ત થતું હતું; વાલ્મીકિના અદ્દભૂત કૌશલ્યથી વસિષ્ઠ અને વિશ્વામિત્ર બેઉ મોહિત થયા હતા.

એવામાં આકાશગંગાના એકાએક બે ભાગ થયા અને વાલ્મીકિના મસ્તક પર ઉપરથી પુષ્પવૃષ્ટિ થઇ. તે સાથે જ લોકો ઊંચી ડોક કરી જોવા લાગ્યા તો ઋભુ કુશ અને લવના તાનમાં પોતાના સ્વર મેળવતા નીચે ઉતરી આવતા જણાયા. તે જેમ જેમ પાસે આવ્યા તેમ તેમ તેમના ગાયનનો સ્વર અધિકાધિક મધુર જણાવા લાગ્યો. તેમના તે ગાયનના શ્રવણથી શ્રોતૃવૃંદની ચિત્તવૃત્તિ જાગ્રત થઇ. કોઈ પણ દિવસે ઋભુના સૂરમાં પોતાનો સૂર મેળવી ગાવાની તક પોતાને મળશે એવી વિશ્વામિત્ર અને વસિષ્ઠને આશા હતી. આજ આનંદાતિશયથી તેમનો કંઠ ખૂલી, તેમાંથીયે રામાયણ ઝરવા લાગ્યું. ઋભુ, મનુષ્યો, ઋષિ સઘળા જ પ્રેમવિવશ થઈ બેઉ હાથ ઊંચા કરી ગાવા લાગ્યા, અને રામચંદ્રજી પણ હિતાહિતવિવેક ભૂલી જઈ તેમની સાથે ગાવા અને નાચવા લાગ્યા. જો બ્રહ્મા તે સમયે ત્યાં આવી પહોંચ્યા ન હોત તો તે નૃત્ય આગળ કેટલો કાળ ચાલત તે કોણ જાણે ?

## ૪ – પ્રયાણ

બ્રહ્મા આવ્યા પછી તેમને પણ આવી રીતે પ્રેમથી ઘેલા થઇ નાચવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. મનુષ્યરૂપે અવતીર્ણ થયેલા ભૂતભાવનના મનોવિકાર તેમનામાયે પ્રબળ થાય એમાં શી નવાઈ ? તો પણ તેમણે પોતાની ઉત્કંઠા દાબી રામચંદ્રને વૈકુંઠનું સ્મરણ કરાવ્યું. રામચંદ્રે પ્રજાજનોની છેલ્લી વીદાય લઇ સરયૂના પ્રવાહમાં પાર્થિવદેહનો ત્યાગ કર્યો. તેમના બંધુઓ પણ તેમજ દેહત્યાગ કરી પૂર્ણબ્રહ્મમાં લીન થયા.

પ્રજામાંથી જે વયોવૃદ્ધ હતા તેમણે પણ તે માર્ગ સ્વીકારી ઋભુઓની સંખ્યામાં વધારો કર્યો. ઋભુઓએ ભારે પ્રેમથી તેમનું સ્વાગત કર્યું, અને જે ગાયને એક કાળે ક્ષત્રિયોના મનમાં વિદ્યુચ્છક્તિનો સંચાર કર્યો હતો તે જ બંધુપ્રેમનું ગાયન તે અત્યંત પ્રેમળ વાણીથી હવે ગાવા લાગ્યા.

## ૫ – સપ્તર્ષિમાં સ્થાન

વસિષ્ઠને આ મર્ત્ય શરીરનો ત્યાગ કરી સપ્તર્ષિગણમાં સ્થાન લેવા બ્રહ્માએ ખૂબ આગ્રહ કર્યો. આથી વસિષ્ઠે મૃણ્મય દેહ સરયૂના પ્રવાહમાં નાંખી દઈ નવો જ્યોતિર્મય દેહ ધારણ કર્યો, અને જગતના વ્યવહારનું પર્યાલોચન કરવા માટે તે આકાશમાં રોજ પ્રકાશવા લાગ્યા.

## ૬ – વિશ્વામિત્ર

વિશ્વામિત્રે દેહ ત્યાગ કર્યા પછી તે પણ ઋભુના મુખ્ય નેતા થયા. હવે તેમને જણાઇ આવ્યું કે આ પૃથ્વી પરનું સામ્રાજ્ય અસાર છે. આત્માની ઉન્નતિ એ જ સારમાં સાર છે.

## ૭–સ્વર્ગસુખ નહિ જોઇએ

બ્રહ્માએ વાલ્મીકિને સ્વર્ગલોકમાં આવવા વિષે આગ્રહ કર્યો, ત્યારે તેમનાં નેત્ર અશ્રુથી ભરાઇ ગયાં; તે બ્રહ્માના ચરણારવિંદમાં લોટી પડયા અને બોલ્યા, 'દેવાધિદેવ ! હું અત્યંત પાપી, નરાધમ, આપના શબ્દ પ્રમાણે કરવા અસમર્થ છું. મેં જે પાપો કર્યાં છે તેનું ક્ષાલન હજી મારે હાથે થયું નથી. પ્રભો ! હું પાપપંકમાં મગ્ન છું. હું સ્વર્ગલોકમાં આવી શું કરૂં ? દયાઘન ! મ્હારે હાથે મનુષ્યજાતિ ઉપર એટલો અપકાર થયો છે કે સર્વ માણસોને સરખા સુખી કરવાનું કામ મારે હાથે થયા સિવાય કરેલાં પાપનું યોગ્ય પ્રાયશ્ચિત્ત મેં કર્યું છે એમ મને લાગવાનું નથી. હે દીનાનાથ ! માણસની જાતમાં કેટલું અભિમાન હોય છે તે તો જુઓ ! આ બ્રાહ્મણ, આ ક્ષત્રિય; આ પંડિત, આ મૂર્ખ; આ શ્રીમંત, આ ગરીબ એવા ભેદાભેદો તે અભિમાનથી ઉપજાવ્યા કરે છે. હે બ્રહ્મન્ ! આમ આ મનુષ્યો શી રીતે સુખી થશે ? જ્યારે આ અભિમાન ગળી જશે ત્યારે જ આખી પૃથ્વી સ્વર્ગલોકમાં જશે. પછી હું આપની આજ્ઞા શિરસાવંદ્ય કરીશ. હે દયામય ! હે કરુણાકર પ્રભો ! હાલ તો મને ક્ષમા કરો.'

આટલું બોલી વાલ્મીકિ રડવા લાગ્યા. વાલ્મીકિની તે વૃત્તિ જોઇ બ્રહ્મા મૂંઝાયા. તે જ વેળાએ ઉપરથી ઋભુઓએ વાલ્મીકિના મસ્તક પર પુષ્પવૃષ્ટિ કરી.

# ૮-વિરાટ સ્વરૂપનું દર્શન

બ્રહ્મા બોલ્યા, 'ઉપર નભોમંડળ ભણી નજર કરો'. તે સાથે જ વાલ્મીકિએ ઉપર જોયું તો રવિમંડળના મધ્યમાં પદ્માસન પર વિરાજમાન, કેયૂર ને કનકકુંડળધારી, કિરીટી, હિરણ્મય કાંતિવાળા, શંખચક્રધારી એવા શ્રી નારાયણની મૂર્તિ વિરાજમાન દેખાઇ. વાલ્મીકિનું હૃદય ભક્તિભાવે ભરાઇ આવ્યું જોતજોતામાં નારાયણે વિરાટ સ્વરૂપ ધારણ કર્યું તરત જ અનેક બાહુ, અનેક ઉદરો, અનેક મુખો, અનેક નેત્ર, કરડી દાઢો અને નાના પ્રકારનાં રૂપો દેખાવા લાગ્યાં. આ સ્વરૂપનું આદિ, મધ્ય, અંત કાંઇ જ જણાતું નહોતું. ચંદ્રસૂર્ય એ નેત્રોને સ્થાને છે. પ્રજ્વલિત અગ્નિ એ મુખને સ્થાને છે, અને દિગંતવ્યાપી એવા પ્રકાશથી તેજઃપુંજ બનેલા શરીરથી પૃથ્વી અને આકાશ વચ્ચેનું અંતર તે સ્વરૂપે વ્યાપેલું છે. દાનવ, યક્ષ, રાક્ષસ, બ્રહ્માદિ દેવ. બધાં મનુષ્ય, પ્રાણી તથા જીવજંતુ, સર્વે આ વિરાટ પુરુષના મુખમાં પ્રવેશ કરતા હતા. તેના પ્રત્યેક રોમ રોમમા કોટિ કોટિ બ્રહ્માંડો લીન થયા હતા. આ વિરાટ મૂર્તિ સામે દેવો પણ ક્ષુદ્ર કીટક સમાન દેખાતા હતા, પછી મનુષ્યની તો વાત જ શી? આવું તે સ્વરૂપ જોઇ વાલ્મીકિ સ્તુતિ કરતાં બોલ્યાઃ

नमः पुरस्तादथ पृष्ठतस्ते नमोऽस्तु ते सर्वत एव सर्व ।
अनन्तवीर्यामितविक्रमस्त्वं सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥

પછી બ્રહ્મા બોલ્યા, 'વાલ્મીકિ! જુઓ, સર્વ મનુષ્યો સરખાં છે. સઘળા ભાઇ ભાઇ, અને સઘળા એક છે. જાઓ, આ સમતા, આ ભ્રાતૃભાવ, આ ઐક્ય ગાયનના રૂપમાં કહેતા પૃથ્વી પર ફરો. તમે અમર થયા છો. તમારો વિજય થાઓ'

તે વેળાએ તે વિરાટના મુખમાંથીયે શબ્દ સંભળાયો: 'જય'

# નવી યોજના

પુસ્તકો ઉપર મૂડીનાં વ્યાજ, વ્યવસ્થાખરચ, ભેટની નકલોના ખરચ, વેપારીઓનાં કમિશન, પ્રૂફ સંશોધન, પાકી બંધામણી ઇ. ખરચો બનતા સુધી ન ચઢવા દેતાં કેવળ છપામણી અને કાગળના ખરચો જ ગણીને પડત કિંમતે પુસ્તકો વેચવાં.

આ હિસાબે દર ત્રણ હજાર નકલની આવૃત્તિ પાછળ સોળ પેજી ફારમ દીઠ ૪।। અને પાંચ હજારની આવૃત્તિ પાછળ ૩ પૈ ખરચે પુસ્તકો આપી શકાશે.

આટલાં સસ્તાં વાચનને સારુ દરેક પુસ્તકની ઓછામાં ઓછી ત્રણથી પાંચ હજાર નકલો છપાવી જોઇએ, તેથી તે લેનારા ઓછામાં ઓછા ત્રણ હજાર કાયમના ગ્રાહકો નોંધાવા જોઇએ.

પુસ્તકો મોટે ભાગે ૩૦૦ પૃષ્ઠની અંદરનાં હશે એટલે ઘણાંખરાંની કિંમત આનો, બે ત્રણ આના. એમ સાધારણપણે ૪—૬ આના સુધીની હશે. આથી વરસ દિવસમાં ૨—૩ રૂપિયામાં લગભગ બેથી ત્રણ હજાર પૃષ્ઠસંખ્યાનાં પુસ્તકો ગ્રાહકોને મળશે.

ગ્રાહકો પાસેથી અગાઉથી જ બે રૂપિયાની રકમ ડિપોઝીટ તરીકે લેવામાં આવશે. અને દરેક પુસ્તક બહાર પડયે તેને સાદા બુકપોસ્ટથી પોસ્ટ કર્યાનો દાખલો લઇને મોકલવામાં આવશે. પુસ્તકની કિંમત તથા ટપાલ ખરચ ડિપોઝીટ રકમમાંથી કાપવામાં આવશે.

આ યોજનામાં દાખલ થનાર ગ્રાહકોને આ સંસ્થા તરફથી પ્રકાશિત થએલાં અને થનારાં બીજાં પુસ્તકો ઉપર ખાસ લાભો આપવામાં આવે છે.

| બહાર પડેલાં | | છપાય છે |
|---|---|---|
| સત્યાગ્રહનો ઇતિહાસ | ૦—૫—૦ | સત્યાગ્રહની મર્યાદા (મહાદેવભાઇ) |
| આપવીતી | ૦—૬—૦ | |
| યેરવડાના અનુભવ | ૦—૪—૦ | સ્વદેશી ધર્મ અને બીજા લેખો (નવા) (કાલેલકર) |
| વાલ્મીકિનો જય | ૦—૩—૦ | |